# સુબોધ લહરી.

લેખક તથા પ્રકાશક.

દલછારામ લક્ષ્મીરામ ત્રિવેદી, વાવવાળા.

( વાનપ્રસ્થ હેડમાસ્તર વાવ સ્કૂલ, તે 'કાવ્યસુબોધ
અને શબ્દાર્થસંગ્રહ'ના કર્તા )

મુ. વાવ, પાલનપુર એજન્સિ.

આવૃત્તિ ૧ લી    પ્રત [illegible]૦૪

સને [illegible]૯૨૫



કિંમત રૂ. ૦-૧૨-૦

# સુબોધ લહરી.

લેખક તથા પ્રકાશક.
દલછારામ લક્ષ્મીરામ ત્રિવેદી, વાવવાળા.
( વાનપ્રસ્થ હેડમાસ્તર વાવ સ્કૂલ, તે ' કાવ્યસુબોધ
અને શબ્દાર્થસંગ્રહ'ના કર્તા )
મુ. વાવ, પાલનપુર એજન્સિ.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦
સને ૧૯૨૫



કિંમત રૂા. ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

મારૂં વતન રેલ્વે સ્ટેશનથી બહુ દૂર, તેમ પુસ્તકો છાપે તેવુ નજીકમા છાપખાનું નહિ. વિદ્વાને ઉત્તેજન આપે તેવા માણસોની આ તરફ ખામી, કાગળો અને છપામણની બહુ મોંઘવારી, વળી ખુશામત કરવાની મારામા બીલકુલ આવડત નહિ, તેને લીધે સુબોધ લહરી નામનું ઘણા દિવસથી લખીને તૈયાર કરેલુ પુસ્તક છપાવવાનો જોગ આવ્યો નહિ

છેવટે મહેરબાન પાલણપુર એજન્સિના પોલિટિકલ એજન્ટ સા. બહાદુરનો મુકામ વાવ થએલો તે વખતે તેઓ સાહેબના સીરસ્તેદાર મે સુખલાલભાઈ જીવરાજ શાહ બી એ. સાહેબને ઉપર લખેલુ પુસ્તક બતાવતા તેમણે તે પુસ્તકના બે વિભાગમાથી વાર્તા વિભાગ છપામણ ઓછુ થવા માટે, અને એ વાર્તાઓ બોધક અને રમુજી હોવાથી બાળકોને ઉપયોગી રસભર્યું વાચન મળશે એ માટે જુદો પાડીને છપાવવા ભલામણ કરી, જેને અનુસરીને આ વિભાગ જુદો છપાવવામા આવશે

આ ચોપડીમા લખેલી વાર્તાઓમાની તમામ મે દતકથાઓથી સાભળેલી છે કેટલીકમા મારી મતિ પ્રમાણે સુધારો વધારો કરેલો છે, અને કેટલીક કહેવતો ઉપરથી નવીન બનાવી છે. હસ રૂપી વાચનાર સજ્જનો ભૂલચુક સુધારી લેશો. અને તેમાથી સાર ગ્રહણ કરશો.

બાળક કે વૃદ્ધ કોઇને આ વાર્તાઓમાથી કઇ પણ ગ્રાહ્ય જણાશે તો લખનારનો શ્રમ સાર્થક છે

આ પુસ્તક છપાવવામા જે જે પવિત્ર સજ્જનોએ જે જે પ્રકારે સહાયતા આપી છે તે સર્વેનો ખરા અ ત:કરણથી આભારી છુ.

લિ. હ. લા. ત્રિવેદી.

# અનુક્રમણિકા.

# સ્ફુરણા.



મારા વયોવૃદ્ધ પૂજ્ય પિતાશ્રીની રચેલ આ કવિતાઓ અને વાર્તાઓ પ્રત્યે મારા વિચારો જણાવી, સાથે તેમના ભાવના ચરિત્રનુ સ્મરણ કરવા માટે હું આજે આ પુસ્તકની નકલ પુરી લખી રહ્યા પછી છપાવવા માટે પ્રેસમા રવાના કરતી વખતેજ પ્રેરાઉં છુ

નાનપણમા ઝડઝમક અને વર્ણ સગાઈની મનોહર મિલાવટ પર હું બહુ ખુશ થતો તે માટેજ કવિવર દલપતરામભાઇને હું સર્વોપરી કવિ તરીકે સ્વીકારી, તેમની કવિતાઓનો ઉપાસક હોઇ, તેમની શ્રેષ્ઠતાના સમર્થન માટે બહોળા વાગ્યુદ્ધમા વ્યતીત થતા વખતને નિરર્થક ગણુતો નહતો જેથી મારા પિતાશ્રીની તમામ કવિતાઓ વાચતા છતા તેમાની બે ચાર સિવાય બાકીની મને રસિક લાગતી નહિ ને તેમા પણુ જે સ્તુતિ પ્રથમ તરગમા પહેલીજ મૂકવામા આવી છે તે મને બહુ ગમવાનુ કારણુ તેમાની ઝડઝમક હતું

ઉમર અને જ્ઞાનમા વધારો થતા હું તેમની કવિતામા રહેલો ભાવ ને વિચારોની ઉચ્ચતા સમજતા શીખ્યો તે વખતે તેમના પ્રથમ રચેલ પુસ્તક 'કાવ્યસુબોધ અને શબ્દાર્થ સગ્રહ'ની કેટલીક કવિતાઓ મને રસપ્રદ લાગતી, તે દરમિઆન મારી ઝડઝમક પ્રિય વૃત્તિ લગભગ નષ્ટ જેવી થઇ ગઇ હતી આ વખતે હું તેમની કવિતાઓ વારવાર વાચતો કહેવાની જરૂર નથી કે તેમની આખી જીવનકલા ભક્તિમય સાદી ને સંસ્કારી છે ને મારી ટુકી જીવન યાત્રામા મને ગ્રહણુ કરવા માટે યોગ્ય જણાયલા અનન્ય આદર્શરૂપ છે વિચાર, વાણી ને આચારની એકતા હું તેમના સાદા જીવનમા

જોઉં છુ જે સાદાઇ ઇશ્વરશ્રદ્ધા, શુદ્ધ અ ત કરણુ અને ધાર્મિકતા યત્ને પણુ ઘણુાઓને અસાધ્ય છે, તે તેમનામા સાધારણુ છે, ને તેજ તેમની કવિતાઓમા વિરલ વિરલ સ્ફુરે છે આથી તેમની કવિતાઓના ઉત્તમ ભાવ, તેમાની સાચી લાગણી, સાદા પણુ ધાર્મિક શુદ્ધ વિચારો મને પસંદ પડવા લાગ્યા અને એ કવિતાઓનો હું ઉપાસક થયો

યુવાવસ્થામાથીજ તેઓએ ચાર વાગ્યા પહેલા ઉઠવાની પાડેલી ટેવને લીધે તેમને હરતા ફરતા જે જે ટૂંકો સ્ફુરતી તે ગોખ્યા કરીને છેવટે પાછળથી લખી લેવાની ટેવ હતી તેથી જુદો વખત ન રોકાતા ઓાછી છતા મનનીય કવિતા બની ભજન ગાવા તેમને બહુ ગમે છે પરોઢનો નિત્યકર્મ બાદ કરતા બચતો તમામ વખત અને સૂવા અગાઉનો સાજ પછીનો વખત તેઓ ભજનમાજ ગાળે છે તેમને તેમા બહુ રસ પડે છે, એમ સાભળનાર તુરતજ કહી શકે.

હવે આ પુસ્તકપર નજર કરૂ છુ ભાષા ઘણી સહેલી અને બાળકો સમજી શકે તેવી છે. પ્રભાતનું વર્ણુન સાદુ, ગ્રામ્ય ને સ્વાભાવિક હોવાથી બાળકો સહજ મોઢે કરી શકે તેવુ છે અબા-જીનો છ દ ને ગરબીઓમા સાચો પ્રેમ ઝળહળી રહ્યો છે શિખામ-ણુના એ ચાબખા, આવરદાને માટે ઓસડ, વગેરે એકદમ મોઢે રહી જાય તેવા અને ઉત્તમ બોધ આપનારા છે બીજા થોડા પરચુરણુ વિષયોમા સાદા પણુ સ્તુત્ય વિચારો છે. સૃષ્ટિ સાન દાશ્ચર્યનો સંગ્રહ અને શિયળની કવિતા ખરેખર આકર્ષક છે "શામળીઆ ભગવાન" મા અને તેની નીચેના આત્મબોધમા તો તેમનું સુદર હૃદય તેમણે પ્રતિબિમ્બિત કર્યું છે કવિત્વની મહાન પ્રતિભા આ કાવ્યોમા નથી

સાક્ષરતાની ડોલનભરી શૈલીની ખામી ભલે કોઇને ખૂચે પરંતુ આ પ્રયાસ અન્ય દષ્ટિએ, અને સાદી ગ્રામ્ય જનોને તથા બાળકોને બોધ આપનારી શૈલીએ થએલ હોવાથી, ને તેમનું સ્વાભાવિક આંતરવહેણ હોવાથી નિષ્પક્ષપાતે મને જે આદરણીય છે એમ નથી, એના સંબંધમા આવેલા ઘણાખરાનો અભિપ્રાય એજ છે.

વાર્તાઓ સાદી અને બાળકો પાસે માંડી બતાવવા યોગ્ય બોધક છે અમને નાનપણમા આમાથી ઘણીએક વાર્તાઓ તેઓએ ક્રમશ સભળાવી છે

ચિંતામણી હીરો (વાર્તા ૩), રાજા ને યોગી (વાર્તા ૬), પુણ્યનો પ્રભાવ (વાર્તા ૮), કુસગદોષ (વાર્તા ૯), પ્રમાણિકપણાનો બદલો (વાર્તા ૧૦) સાત પેઢી ન ભુસાય તેવા ચિત્રો (વાર્તા ૧૧) ગરીબ મજુરો (વાર્તા ૧૨), શૂળીનું મોત શૂળથી સર્યું (વાર્તા ૧૭) વગેરે અનુપમ બોધક વાર્તાઓ તેમને ઘણી પ્રિય હોવાથી તેઓ દાખલા રૂપે બહુ વખત સંભળાવતા. અને તે વાર્તાઓ આ પુસ્તકને ખરેખર શોભાવે છે ગામડીઆ લોકોમા દતકથામા રહી અપ્રસિદ્ધ રહેતી આવી વાર્તાઓ પ્રકાશમા આવે તે ઇચ્છવા જોગ છે હાસ્ય-રસ માટે દુદને સલામ, ભમ, ટીડો જોશી, પલગ પાથરનાર નોકર, કેદારનું કાંકણુ, સસલો ને શિઆળ, હડો ને ગરૂડજી, વગેરે વાર્તાઓ ઠીક રમુજ આપે છે પુત્રને શિક્ષાની વાત અત્યારના પુત્રોને ઓછી બોધદાયક નથી છેવટે કામરૂદેશની અદ્દભુત વાર્તા અને 'શ્રદ્ધા એજ સાચી ફળદાયક છે' એનો સચોટ બોધ આપતી પચીસમી વાર્તા લખી પુસ્તક લબાણુ થઈ જવાના સબબે અટકાવ્યુ છે

બાળકોને માટેજ ખાસ યોજાયેલી હોય તેવી ભાષામા બધી

વાર્તાઓ લખાએલ છે જેથી બાળકો માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે તેટલુજ સમગ્ર પુસ્તક વૃદ્ધો અને તરૂણોએ વિચારવા યોગ્ય છે

પિતાની હયાતીમા પુત્ર તેમના પુસ્તક માટે કઇ લખે એવો દાખલો ઘણું ખરૂં જાણુવામા નથી પરતુ અત્યારના ઉપલકીયા પાના ફેરવી જનાર અને વાચેલા પુસ્તકોની સખ્યા અમુક સેકડાની ગણાવનાર વાચકોના જમાનામા પિતાને સૌથી વધુ અન્તેવાસી પુત્ર લખે તો તે મારા માનવા પ્રમાણે વધુ તથ્યાશવાળુ હોયજ મે કઇ એવો વિચાર કરીને લખ્યુ નથી આખુ પુસ્તક પુરૂં લખ્યા પછી તેની સારી નકલ કરવાનું કામ જ્યારે મારા પિતાશ્રીએ મને સોપ્યુ, ત્યારે તે નકલ પુરી કરી રહીને મન થએલુ સ્ફુરણ તે સ્ફુરણાનાજ શીર્ષકથી લખી કાઢ્યુ હું ટીકાકાર કે અવલોકનકાર નથી પણ પૂજન હોવાથી મારા લખાણમા દોષ હોય તો વિદ્વાન વાચક વર્ગની ક્ષમા માગુ છુ તા૦ ૧૮-૧૦-૨૪

લી૦ સ્નેહાધીન

**હરિશંકર દલછારામ ત્રિવેદી.**

સ્કૂલ માસ્તર વારાહી. (પાલણપુર એજન્સિ)



# સુબોધ લહરી.

## વાર્તા ૧ લી–કાંધમાં પડી કુહાડી.

કોઇ એક હરણને શિઆળ જોડે ભાઇબંધી થઇ, એક દહાડો હરણ વગડામા ફરતો ફરતો પારધીની ચામડાની જાળમા ફસાયો. એ ફાસામાથી છૂટવા બહુ મથ્યો, પણ છૂટાયુ નહિ. એટલામા ફરતો ફરતો શિઆળ ત્યા આવી પહોચ્યો હરણને ધીરજ આવી, ને તેણે શિઆળને કહ્યુ, કે ભાઇ, આ ફાસાની નાઠી (ચામડાનુ ગુંથેલ દોરડુ) તુ દાત વડે કાપી નાખે તો હું છુટો થાઉં, ને મારો જીવ બચે લુચ્ચા શિઆળે કહ્યુ કે મારે શિવરાત્રિનો અપવાસ છે, તેથી આજ નરણા રહેવાનુ છે માટે મારાથી મોમા કંઈ લેવાય નહિ વળી આ ફાસો તો ચામડાનો છે. તેને તો અડકાય પણ નહિ

આ રીતે આ બે મિત્રો વચ્ચે વાત ચાલતી હતી એવામા પારધી કુહાડી લઈ આવી પહોચ્યો તેણે શિઆળને ઉભેલો જોઇ ઓચીંતી તેના ગળામા કુહાડી છૂટી મારી, જબરા જખમ સાથે શિઆળ જમીન પર પડી ગયો અને વહેતા લોહીએ ઉઠીને જીવ લઇને નાસવા મડયો આ વખતે ઝાડમાં સતાઇ રહેલા એક સસલાએ કહ્યુ, કે—

શિઆળભાઇ શિવરાતીઆ નરણા ન વાઢી નાઠી,
ભાઇથી જુડાઇ કરી, તો કાધમા પડી કુહાડી

## વાર્તા ૨ જી—હુડો અને ગરુડજી.

પખીઓના રાજા ગરુડજી પોતાના રગમહાલયમા આનદ કરતા હતા તેમને આનદમા જોઇ તક સાધવા ઇચ્છતી તેમની સ્વાર્થી સ્ત્રીએ કહ્યુ, પ્રભુ, જુદા જુદા રગની પાખોવાળા અનેક પખીઓ આપણા તાબામા છે આપણે રાજા તરીકે એમને કઇ પણ કામ ભળાવતા નથી તો આજ મારી એવી ઇચ્છા છે કે તમામ પખીઓ પાસેથી એકેક પીછુ લઇને તેની મારે બેસવાની સુદર રગબેરગી ગાદી કરાવો

ગરૂડ—ભલે, એક દિવસ બધા પક્ષીઓને બોલાવીશુ

આ વાત હડો નામના પખીએ સાભળી તેથી તેના મનમા આવ્યુ કે ગરૂડજીની હઠીલી સ્ત્રીના કહેવા પ્રમાણે ચાલીને ગરડજી પંખીઓ પર ગેરવ્યાજબી વેરો નાખે એ ઠીક નહિ, માટે તેનો અટકાવ થાય તો ઠીક.

કેટલાક દહાડા પછી ગરુડજીએ જુદા જુદા પખીઓના મુખીઓને બોલાવ્યા. તમામ હાજર થયા પરતુ હડોજી હાજર થયા નહિ ગરૂડજીએ એકઠા થએલા પંખીઓને પૂછ્યુ, 'કેમ ભાઇ સૌ આવી ગયા છો ?' ત્યારે એક પખી બોલ્યો કે 'હડો આવ્યા નથી' ગરૂડજીએ એક પંખીને હડાને બોલાવી લાવવા મોકલ્યો થોડીવારે હડો ઉર્ફે પદોજી આવી હાજર થયા

ગરૂડજી—(ક્રોધથી) અરે હડા, તને કહેવડાવ્યા છતા બીજાઓની માફક કેમ વખતસર હાજર ન થયો ?

હડો—મહારાજ, મારી નાતમા એક જબરી પચાત આવી પડી છે, તેનો ચુકાદો કરવામા રોકાયો હતો

ગરૂડજી—એવી શી પંચાત આવી હતી ?

હડો—'જગતમા નર ઘણા કે નારી ઘણી,' તે શકાનુ સમાધાન કરવાનુ હતું

ગરૂડજી—કેવો વિચિત્ર સવાલ ! એમા વળી નિરાકરણ કરવા જેવુ શુ છે ?

હડો—ત્યારે આપજ કૃપા કરી જરા ખુલાસો બતાવો

ગરૂડજી—જેટલા નર તેટલી નારીઓ હોય, એ એક સત્ય કાલ્પનિક નિયમ કહી શકાય

હડો—એમ હોઇ શકે નહિ, મહારાજ

ગરૂડજી—ત્યારે તમે શો ખુલાસો કર્યો ?

હડો—મહારાજ, નર થોડા ને નારીઓ ઘણી છે

ગરૂડજી—શા આધારે કહો છો ?

હડો—મહારાજ, જે પુરુષ સ્ત્રીની ઇચ્છા પ્રમાણે ચાલતો હોય, અને સ્ત્રીની ઇચ્છા પૂર્ણ કરવા જતા કઇ અઘટતું થતું હોય તેને પણ ન લેખવતો હોય તો તે નર ને નારીજ ગણવી માટે એવા નરને નારી રૂપી ગણતા નારીઓની સંખ્યા વધી પડે છે

ગરૂડે હડાની વાત સાભળીને આ વાત પોતાને લાગુ પડી શકે છે, એવી શરમ ઉપજવાથી સ્ત્રીની ભલામણથી પીછા લેવા બોલાવેલ પખીઓને રજા આપી ને પીછા ન લેવાનો દૃઢ નિશ્ચય કર્યો

ગરૂડજીની સ્ત્રીએ તે દિવસે ઘેર આવતાજ ગરૂડજીને પૂછ્યુ,–મારા માટે પીછા લાવ્યા પ્રભુ !

ગરૂડજી—આ રીતે અયોગ્ય વેરો પખીઓ પર નાખીને હું મારી ન્યાયવૃત્તિને ડાઘ લગાડીશ નહિ હુ રાજા થઇને રૈયત પાસે આમ આશા રાખુ તે યોગ્ય કહેવાય નહિ.

કેટલીક મુદત વીત્યા પછી એક વખત તેમને આનંદમા જોઇ ગરૂડજીની સ્ત્રીએ બહુ આગ્રહ કરી ને હઠ લીધી કે જો તમારો મારા પર સાચો પ્યાર હોય તો મારી આવી તુચ્છ માગણી તિરસ્કારશો નહિ

છેવટે સ્ત્રી હઠને તાબે થઇ ફરીને પ્રથમની માફક બધા પખીઓને બોલાવ્યા પણ ગેરવાજબી કરના બોજામા ન પડવા હડો હાજર થયો નહિ ગરૂડજીએ તેને બોલાવવા મોકલ્યો તો પણ તે આવ્યો નહિ, અને પોતાની નાતની ભાજગડમા પડયાનો સબબ બતાવ્યો ગરૂડે ગુસ્સે થઇ ફરીને બે ચાર પક્ષીઓ મોકલી પકડી મગાવ્યો અને વારવાર હુકમ ન માનવા બદલ ઠપકો આપ્યો

હુડો—મહારાજ, પુરો લાચાર છુ કે આવા વખતેજ મારા નશીબે પચાત આવી પડે છે

ગરૂડ—આ વખતે વળી શી પચાત હતી?

હુડો—મારી નાતમા એવો સવાલ ઉભો થયો હતો, કે દરેક પ્રાણીને કેટલા મુખ ને કેટલી ગુદા છે?

ગરૂડ—એ તો મુરખ પણ જાણે કે બન્ને ને દ્વાર એકેક હોય છે.

હુડો—નાજી સાહેબ, આપ ભૂલો છો, એમ હોઇ શકેજ નહિ કેમકે જે માણસ મોઢેથી બોલેલુ વચન પાળે નહિ તેનું તે મુખ મો ન ગણાય પણ ગુદા સમાન જાણવુ માટે એવા પ્રાણીને બને ગુદાઓજ સમજવી

ગરૂડજીએ આ વાત પોતાની સબબકર્તા સમજીને ફરીથી પણ પખીઓને રજા આપી

નાના પણ ચતુર માણસો પોતાની બુદ્ધિથી સફળતા મેળવી શકે છે, જેવી મ્હોટાઓને અસાધ્ય છે



## વાર્તા ૩ જી–ચિંતામણી હીરો.

એક મોટા શહેરમા એક ગરીબ કઠિઆરો રહેતો હતો. તે શહેરથી ત્રણ ગાઉ છેટે ઝાડનું જંગલ હતું, ત્યાથી બળતણ કાપી લાવી શહેરમા વેચી પોતાનુ ગુજરાન ચલાવતો હતો

એક વખત મોટો દુકાળ પડયો અનાજ ઘણું મોઘુ હોવાથી તેના બળતણના ભારાના વેચાણથી તેનુ પેટ ગુજરાન મહા મુશ્કેલીથી થતું તેથી પહેરવાના લુગડા અને પગરખા વિના ચલાવવુ પડતું હતું.

એક વખત જેઠ માસના પ્રબળ તડકામા મધ્યાન્હે માથે લાકડાનો ભારો ઉપાડી અળવાણો તપેલી રેતીમા તે ચાલ્યો આવતો હતો તે વખતે દૈવયોગે શંકર પાર્વતી આકાશમા વિમાનારૂઢ જતા હતા. પાર્વતીજીએ એ કઠિઆરાની આવી દુખી સ્થિતિ જોઇ આર્દ્ર-હૃદયથી શંકરને કહ્યું, પ્રભો ! આ કઠિઆરો મહાદુખી છે ઉઘાડે શરીરે ને અળવાણે પગે આ લાહે જેવી રેતીમા–જેઠ માસના તાપમા ચાલ્યો આવે છે તેનુ દુખ ભાગી એને સુખ આપો

મહાદેવજી—એના ભાગ્યમા સુખ નથી માટે એને આ હાલત ભોગવવી પડશે ભાગ્યની રેખા કોઇથી ફેરવી શકાતી નથી. કહ્યુ છે કે—

उदयति यदि भानुः पश्चिमे दिग् विभागे ।
प्रचलति यदि मेरुः शीततां याति वह्नि ॥
विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे ।
नहि चलति नराणां भाविनी कर्मरेखा ॥१॥

પાર્વતીજી—આપ સર્વ જગતના સ્વામી ને પોષક છો તો આ એક પામરનું દુખ ટાળવું આપને અશક્ય ન હોય.

**મહાદેવજી**—તમારી એવી ઇચ્છા છે, તો તમારા કોટમાનો અમુલ્ય હાર છે, તે રસ્તામા મૂકો એ હાર લઈ લેતા એનુ દારિદ્ર દૂર થશે

પાર્વતીજીએ પોતાના ગળામાનો કિંમતી હાર તેના રસ્તા વચ્ચે લાબો કરીને મૂક્યો તે વખતે ભાગ્યહીન કઠિઆરાના મનમા એવો તુરગ આવ્યો, કે આધળા શી રીતે ચાલતા હશે? એની અજમાએશ કરવા પોતે આખો મીંચીને ચાલવા માડયો અને પાર્વતીજીએ રસ્તામા મૂકેલો હાર ઓળગી ચાલ્યો ગયો પછી આખો ઉઘાડી ચાલવા માડયો

મહાદેવજીએ કહ્યુ, જોયુ? ભાગ્ય વગર તમારૂ આપેલુ એ લઇ શક્યો નહિ એ સાભળી પાર્વતીજીએ કહ્યુ, આપને દીનબધુ, પતિત-પાવન, ગરીબનિવાજ, એવા નામથી માણસો ભજે છે, તો આ કઠિઆરાનુ કોઇ ઉપાયથી દુ ખ ભાગો તે સાભળી મહાદેવજીએ પોતાની જટામાથી ચિ તામણી હીરો કાઢયો, અને રસ્તા વચ્ચે મૂક્યો તે કઠિઆરાના જોવામા આવતા તેણે લઇ લીધો અને આ ચળકતો પથરો છોકરાઓને રમવા ઠીક કામ આવશે, એમ ધારી આગળ ચાલ્યો

થોડેક જતા એ કઠિઆરાના મનમા અકસ્માત વિચાર સ્ફુર્યો કે તડકામા અને ઉની રેતીમા બળી જવાય છે, પણ કોઈ ઝાડનો છાયડો પણ જોવામા આવતો નથી એમ વિચાર કરતો હતો ત્યાતો રસ્તાની એક બાજુએ વડનુ વિશાળ ઝાડ જોવામા આવ્યુ તેને છાયડે ભારો અને કુહાડી નાખી વિસામો લેવા બેઠો

એટલામા વળી તેના મનમા વિચાર આવ્યો કે 'આ જગાએ ખાવાનુ ક્યાથી આવી મળે? ટેબરા કે બીજુ કંઇ ખાવાનુ સાથે લાવ્યો હોત તો, આ છાયડે બેસી ખાઈ લેત, એવામા તેની નજર વડના ઝાડ તરફ જતા થડની પોલાણમા લુગડે બાધેલી એક પોટકી

દેખાઇ તે લઈ તપાસી જોતા તેમા ઢેબરૂ, પુરી, ચટણી, વગેરે હતું આનદ પામી તે તેણે ખાધુ પણ તે મુઢના મનમા બીજો કઇ વિચાર સ્ફુર્યો નહિ પછી તરસ ઘણી લાગવાથી પાણીની ઇચ્છા થઈ ત્યા તો નજીકમાજ એક વાવ દેખાવા માડી તે ત્યા ગયો અને પાણીની ભરપુર વાવમાથી પાણી પીધુ તથા પોતાની પાસેની ચામડાની મસક ભરી તે વડ નીચે આવ્યો એવામા વળી વિચાર આવ્યો, કે હજી શહેર દોઢ ગાઉ છેટે છે, અને તાપ બહુ છે આ ઠેકાણે એક મકાન બાધ્યુ હોય તો જગલમાથી કાપી લાવીને બળતણ તેમા ભરીએ, અને બાઇડી છોકરા શહેરમા વેચવા લઈ જાય તો મારે આટલો લામો પથ થાય નહિ

એવામા પાસે એક મકાન દેખાયુ, ત્યા ગયો અને ખડકી ઉઘાડી અદર ગયો, તો બે ઓરડા દેખાયા એક ઓરડાની ઓસરીમા નીસરણી હતી તે ઉપર ચઢી દાદરમા થઈ મેડા ઉપર ચડયો પછી વિચાર થયો કે આ મકાન ઠીક છે, પણ મેડા પર નાનો હિચોળાખાટ હોય તો સારૂં એમ ઇચ્છા થતા હિચોળો તૈયાર થઇ ગયો તે પર બેસી કઠિઆરો હિચવા માડયો એટલે વિચાર થયો કે પગ તૂટે છે, માટે કોઈ પગ ચાપનાર હોય તો ઠીક, એવામા દેવતાઓએ મોકલેલી બે ગાધર્વીઓએ આવીને તેના પગ ચાપવા માડયા પગ ચાપતા ચાપતા કઠિઆરો ઉંઘી ગયો

એ કઠિઆરો હમેશા એજ રસ્તે ચાલીને વગડામા જતો આવતો હતો છતા કોઇ દિવસ ન જણાએલુ એવુ આ નવીન સુખ કયા પ્રભાવે ઇચ્છા મુજબ ઉત્પન્ન થયા કરે છે, તેનો એ હિણભાગી કઇ પણ ખ્યાલ બાધી શક્યો નહિ

પગ ચાપનાર ગાધર્વીઓને વાર થવાથી તેમને બોલાવવા એક દેવ આવ્યો અને કાગડો બનીને ગાધર્વીઓને બોલાવવા લાગ્યો પણ મહાદેવજીનો આપેલો ચિતામણી જ્યા સુધી કઠિઆરા પાસે છે, ત્યા સુધી તેની રજા શિવાય ગાધર્વીઓથી જવાતુ નથી તેમ તેમ પેલો કાગડો મોટા સાદે બોલાવા લાગ્યો તેથી કઠિઆરો જાગી ઉઠયો અને ગડગડાટ કરનાર કાગડાને ઉડાડવા ખાલી હાથ ઉપાડયો, કાગડો થોડે ઉડીને વળી પાછો આવી બોલવા લાગ્યો ત્યારે કઠિઆરો ગુસ્સામા આવી જઇ કાગડાને મારવા કોઇ પદાર્થ શોધવા માડયો બીજો કોઇ પદાર્થ હાથમા ન આવવાથી ઉતાવળમા પેલો ચિતામણી હીરોજ હાથ આવ્યો ને તે કાગડાને ઉડાવવા તેની તરફ ફેકયો તેવોજ તે વેષધારી કાગડો ચિતામણી લઇ ઉડી ગયો

કઠિઆરાના હાથથી ચિતામણી દૂર થતાજ ઉપર કહેલા કઠિઆરાની ઇચ્છા મુજબ અનાયાસે આવી મળેલા અદરય થયા અને ઉની રેતીમા બળતણુના ભારા પાસે હાથમા કુહાડી લઈ તડકે સૂતેલો કઠિઆરો સ્વપ્નગત વૈભવને સંભારી નિસાસો નાખી પસ્તાવો કરતો બળતણુનો ભારો ઉપાડી ચાલવા માડયો

કર્મગતિ માટે એક વિદ્વાન કહે છે —

**पत्रं नैव यदा करील विटपे दोषो वसंतस्य किम् ।**
**नोलोकाप्य व लोकते यदि दिवा सूर्यस्य किं दुषणं ॥**
**वर्षा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दुषणं ।**
**यद्भाग्यं विधिना ललाठ लिखितं दैवस्य किं दुषणं ॥१॥**



## વાર્તા ૪ થી પંડિતોऽपि वरं शत्रुः

કોઇ ગામમા એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો તે સારી રીતે ભણેલો ગણેલો અને વિદ્વાન હતો ગુરુ પાસેથી તેણે નીચેના શ્લોકો સાભળેલા જેથી કોઇની પાસે યાચના ન કરવાનો દૃઢ સકલ્પ લીધો હતો

तृणादपि लघुस्तूल स्तूलादपि च याचकः ।
वायुना किं न नीतोऽसौ मामयं याचयेदिति ॥
काक आह्वयति काकान् याचको न तु याचकान् ।
काक याचकयो मध्ये वरं काको न याचकः ॥

આવી ટેકને લીધે એકવાર દુકાળ પડવાથી તે અને તેનું કુટુબ ભૂખે મરવા માડયુ ગુજરાનનો કોઈ ઉપાય ન જડતા તેણે ચોરી કરવાનો નિશ્ચય કર્યો કોની ચોરી કરવી, એ તરગ ઉત્પન્ન થતા સાભરી આવ્યુ, કે જે માણસ જાતે કઠણ મહેનતથી ગુજરાન ચલાવતા હોય તેનો પૈસો લેવામા પાપ છે માટે રાજાના ખજાનામાથી ચોરી લેવુ ઠીક છે કેમકે રાજાઓને આ જન્માતરમા દ્રવ્ય મેળવવા મહેનત કરવી પડતી નથી તેથી તેમના બહોળા દ્રવ્યમાથી લેવામા રાજાના મનને દુખ લાગશે નહિ એમ વિચારી રાતના વખતે રાજમહેલમા ચોરી કરવા યુક્તિથી પેઠો રાજા પલગ પર સૂતો હતો મહેલમા દીવા બળતા હતા પલગના પાયા સાથે એક પાળેલો વાદરો સાકળથી બાધેલો હતો રાજ્યાસન પાસે એક ખીટીએ ઝીણી કુચી લટકતી હતી તે લઈ પાસે પડેલી નાની મજબુત પેટીને ઉઘાડી જોતા તેમા સોનારૂપાના થોડા નાણા તથા ઘણી કુચીઓ વાળો એક ઝુડો મળી આવ્યો તે વડે રાજાના અન્નવસ્ત્રના કોઠારો.

તથા જવાહીરના પટારા ઉઘાડી જોયા એવામા તે બ્રાહ્મણને સાભરી આવ્યુ કે " કલાલનો પૈસો લેવામા જેટલુ પાપ છે, તેથી દશગણુ વેશ્યાનો પૈસો લેવામા, અને વેશ્યાથી દશગણુ ચ ડાળનો પૈસો લેવામા પાપ છે અને ચ ડાળથી દશગણુ પાપ રાજાનો પૈસો લેવામા છે " એમ વિદ્વાન પુરુષો કહે છે આમ વિચારી ચોરવા આવેલા બ્રાહ્મણે બીજુ કશુ ન લેતા, ડાગર ભરડતા ચોખા લઇ લીધા પછી તે ઉપ-રના નકામા છોડાનો એક પરસાળમા ખુણે ઢગલો હતો, તેમાથી ગાસડો બાધ્યો અને પાછો જતો હતો, એવામા તેની નજર સૂતેલા રાજા પર પડી પુષ્પશય્યા પર સૂતેલા રાજાએ બારીક વસ્ત્ર માથાથી પગ સુધી ઓઢેલુ હતું સુગ ધીથી આકર્ષાઈ આવેલો એક સાપ રાજા ઉપર ચઢયો હતો અને તે સાપને મારી નાખવા પાળેલા વાદરાએ રાજાની તરવાર કાઢી ને ઉપાડી બ્રાહ્મણે તે જોતાજ ક્ષણમા વિચારી લીધુ કે સાપને મારવા જતા મૂર્ખ વાદરાને હાથે હજારોનો પાલક રાજા કપાઇ મરશે તેણે એકદમ દોડી વાદરાને પાછળથી બાથમા પકડી લીધો ને તલવાર પડાવી લેવાનો પ્રયત્ન કરવા માડયો વાદરા ને બ્રાહ્મણ વચ્ચે ધમાચકડી મચી રહી તેમના પગના ધબ-કારાથી સાપ ઉતરી જતો રહ્યો રાજા જાગી ઉઠયો, અને બોલ્યો, અરે ! તુ કોણ છે ? અને રાતના વખતે કેમ આવ્યો છે ?

**બ્રાહ્મણ**—હું બ્રાહ્મણ છુ, અને ચોરી કરવા આવ્યો છુ

**રાજા**—આ વાદરાને શા માટે પકડયો હતો ?

**બ્રાહ્મણ**—આપના શરીર ઉપર સાપ ચડયો હતો તેને મારવા આ વાદરાએ આપની તલવાર મ્યાન બહાર કરી ત્યારે સાપની સાથે આપને કપાઈ મરતા અટકાવવા, અને તલવાર પડાવી લેવા વાદરા સાથે મારે યુદ્ધ કરવુ પડયુ છે

**રાજા**—અરે પવિત્ર બ્રાહ્મણ ! તારે શુ જોઇએ છે ? ઇચ્છા

હોય તે માગી લે તારી સજ્જનતાથી હું બહુ પ્રસન્ન થયો છુ

**બ્રાહ્મણ**—મારે લેવુ હોત તો ક્યારનો લઇને જતો રહ્યો હોત.

**રાજા**—આ ગાસડામા શુ બાધ્યુ છે ?

**બ્રાહ્મણ**—" ડાગરના છોડા બાધેલા છે ને હુ તેનીજ ચોરી કરી જાઉં છુ " એમ કહી ગાસડો લઇ રાજાના બોલવાની વાટ જોયા વિના ઝડપથી ચાલી નીકળ્યો કહ્યુ છે કે—

**पंडितोऽपि वरं शत्रु न मूर्खो हितकारकः ।**
**वांदरेण हतो राजा विप्रचौरेण रक्षितः ॥**

## વાર્તા ૫ મી—સસલો ને શિઆળ

એક શિઆળ માદાને ભૂખ લાગવાથી ખાવાનુ શોધવા વગડામા ફરતી હતી તેવામા એક સસલો જાળ એટલે વરખડાના થડ પાસે બેઠો જોઇ, તેના દાટીઆમા જોર આવ્યુ તેણે વિચાર્યું કે કાંઇ ઉપાય કરીને સસલાને મારી ખાઉં તો ભૂખ જાય પછી તે હાવકુ મો રાખી સસલાને કહે છે

" લાબા કાન લટુરીઆ ધોળા વાળ ઘડા,
શિઆળબાઇનો સાહેબો, બેઠો જાળ થડા "

શિઆળ પોતાની પત્ની બને છે, તે મને છેતરવા માટે છે, એમ સસલો તરત સમજી ગયો તેથી તેના ઉત્તરમા બોલ્યો

ફાફા ન માર ફાફલી નર બીજા નિહાળ,
કુળમા થાએ કાછડો, સસલા ઘેર શિઆળ !

સાર—જેસેકુ તેસા મળ્યા ડુંમકુ મળ્યા નાઇ,
એકે તતણી બજાઈ તો દુજે આરસી દેખાઇ

## વાર્તા ૬ ઠી–રાજા અને યોગી.

શિકારે નિકળેલો એક રાજા શિકાર પકડવાના લોભમા ઘોડો દોડાવતો પોતાની સાથેના તમામ માણસોથી વિખુટો પડી છેટેના અઘોર વનમા જઇ ચડયો ભૂલો પડવાથી પોતાની રાજધાનીનો રસ્તો ન સૂઝવાથી અઘોર વનમા ભૂખ અને તરસથી હેરાન થતો તાપથી અકળાયેલો રાજા એક વડના છાયડે ઘોડો બાધી બેઠો થો-ડીવાર તેને ચેન ન પડવાથી વડ ઉપર ચઢી નજર કરી તો થોડે છેટે એક મેદાનમા એક ધુણી બળતી જણાઇ, અને તેની પાસે તાપમા એક યોગી સમાધી ચડાવી બેઠેલો નજરે પડયો, એ યોગી પાણીનુ સ્થળ બતાવશે એ આશાએ રાજા વડ ઉપરથી ઉતરી તે યોગી પાસે જઇ કેટલીકવાર સુધી ઉભો રહ્યો જ્યારે જોગીએ આખો ઉઘાડી રાજા સામુ જોયુ ત્યારે રાજાએ પ્રણામ કરી હાથ જોડી વિનતિ કરી કે 'હુ દામનગરનો રાજા છુ મને પાણીનુ સ્થળ તથા મારી રાજધાનીનો રસ્તો કૃપા કરી બતાવશો' યોગીએ રાજાની વાત સાભળી વડના ટેટા જેવડુ ફળ પોતાની ઝોળીમાથી કાઢી તેમાથી મગના દાણા જેટલો કકડો રાજાને ખાવા આપ્યો, અને કમડળમાથી પાણી પાયુ કે રાજાની ભૂખ ને તરસ તમામ તૃપ્ત થઇ ગઈ યોગીએ પૂછ્યુ, 'ઔર કુછ ઇચ્છા હય' રાજાએ કહ્યુ, બાપજી, સપૂર્ણ થયુ. હવે કઇ ઇચ્છા નથી

પછી તે યોગી રાજાને આપતા વધેલુ આખુ ફળ પણ ખાઇ ગયો અને પછી પાણી પીધુ, રાજા યોગીએ બતાવેલા રસ્તા વડે

પોતાની રાજધાની તરફ વળ્યો રસ્તામા તેને શોધનારા માણસો આવી મળ્યા, તેમની સાથે તે રાજધાનીમા આવ્યો

ઘેર આવ્યા પછી એ રાજા જનાનખાનામા રાણીઓ પાસેજ રહેવા લાગ્યો. કામકાજ માટે અધીકારીઓ બહુ બહુ કહેવરાવે ત્યારે વગડાના યોગીના ચમત્કારિક ફળ ખાધા પછી આમ થયુ, એવી શકા લાવી. "યોગી આખુ ફળ ખાઈ ગએલો, તો તેની શી વલે થતી હશે? તેને જરૂર સ્રીવિલાસમા આશક્તિ બહુ હશે અને એ જાદુગરો મારા મુલકમા મહા અનર્થ કરતો હશે, અથવા કરશે, એવો વહેમ પેદા કરી તેને પોતાની હદ બહાર કાઢી મૂકવા એક અમલદારને મોકલ્યો. તેણે તે મહાત્માને રાજાની આજ્ઞા નરમાશથી નિવેદન કરી યોગી ગળગળો બની બોલ્યો કે આવા મહા પરગજુ રાજાનું આયુષ્ય થોડા દિનનું જાણી મને ખેદ થાય છે અમારે યોગીજનોને બધા જગલ એક સરખા છે

અમલદારે રાજાનુ થોડાજ દહાડાનુ આયુષ્ય જાણી દિગ્મુઢ બની યોગીને પાચ દહાડા મુકામ રાખવા વિનતિ કરી, અને કહ્યુ કે અમારા રાજા આપને મળવા આવશે પછી આપ બીજા જંગલમા પધારજો

**યોગી**—પાચમે દીને સધ્યાસમે હમારે ચાલવાનુ છે એ વખતમા રાજાને આવવુ હોય તો મોકલજો પછી મેળાપ થશે નહિ

અમલદારે ઘેર આવી રાજાને યોગીના મુખની હકીકત સમજાવી થોડા દહાડાના આયુષ્યની વાત સાભળી રાજા ગાભરો બની ગયો અને તેજ ક્ષણે દોડતે ઘોડે યોગીની પાસે જઈ તેના પગ પાસે માથુ મૂકી કરગરવા લાગ્યો યોગીએ ઝોળીમાથી પ્રથમના જેવા પાચફળ કાઢી રાજાને ખવરાવ્યા રાજાએ તે ફળો નહિ ખાવા બહુ આજીજી કરી પણ યોગીના આગ્રહથી ખાધા વિના ચાલ્યુ નહિ.

**યોગી**—અબ અપને રાજ્ય નગરમે ચલ્યા જાઓ પાચમે દિન હમને દુસરેહી જગલમે જાનેકા હૈ તુમ્હારી ઇચ્છા હો તો હમારા ચાનેકા વખતપર આજાના ઉસવખત નારાયણ તુમ્હારી શકા દૂર કર દેગા

રાજા પછી યોગીની રજા લઇ ઘેર આવ્યો પણ પોતાના આયુષ્યની ચિતામા ખાવુ પીવુ ગમે નહિ, તો રાણીઓ સાથે મોજ-શોખ તો ક્યાથી જ ગમે? પાચ દિવસમા રાજા મરણની ચિતાથી છેક નિસ્તેજ અને નિર્બળ થઈ ગયો પાચમે દિન સાજે પોતાના પ્રધાન સાથે યોગીની પાસે જગલમા ગયો, તે વખતે યોગીએ પોતાની બળતી ધુણી એક રૂમાલમા બાધી લઇ ચાલવા તૈયારી કરી તેવીજ રાજાએ અહીં રહેવા, તથા પોતાનુ આયુષ્ય વધારવા આજીજી કરી

**યોગી**—ચારોદિન પહેલા તુમ્હે પાચ ફળ ભક્ષ કરવાઇ દીયા, ઉસસે તુમ્હારી તબિઅત કૈસી રહી હૈ.

**રાજા**—બાપજી મરણની ચિતામા મને તબિઅતની કઇ ખબર પડી નથી

**યોગી**—પાચ ફલ ખાને કે લીયે તુમ્હકો બહોત હી વિષય ભોગ કી લહેજત પડી હુઇ હોયગી

**રાજા**—મોતની ચિતામા ખાવુ પીવુ ગમતું નહિ તો રાણીઓ ક્યાથી સાભરે?

**યોગી**—સુણો ગડુ રાજા, હમકો એક પલભર મોતકી ચિતા ઔર પરમાત્મા કો ભય દૂર હો શકતો નહિ ઉસકેલીયે જૈસા તુમ પાચોદિન રહા ઇસ રીતિસેભી બહોત ઉદાસ નિરતર રહેનેકે લીયે હમકો તુમ્હારા જૈસા દુર્વિકારો ઉત્પન્ન હો શકતા નહિ.

એમ કહી યોગી ચાલતો થયો એક કવિએ કહ્યુ છે, કે જડ મતિ વાળાને બચાવવા મહાત્માઓ ભયરૂપી અકુશ મૂકે છે તેથીજ તેઓ ઉન્મત્તાઇ છોડી નીતિ પર પ્રેમ રાખે છે

ગરૂડપુરાણુમા નર્કનુ વર્ણન, જમનો ત્રાસ, મરી ગએલા પ્રાણીના આત્માને ચાલવાનો ભયંકર રસ્તો, ઇત્યાદિ હકીકતો જડ બુદ્ધિવાળાને રસ્તે ચલાવવા માટે છે

## વાર્તા ૭ મી–કેદારનું કાંકણુ.

એક બિલાડી સાકડા મોની હાલ્લીમા પોતાનુ મોઢુ ઘાલી કાઇ ચાટતી હતી એવામા ઘરના માણુસોનો આવવાનો પગરવ સાભળી નાસવા માટે મો બહાર કાઢવા મથન કર્યું, પણુ ન નીકળવાથી હાલ્લી સાથે દોડી, તેથી ભીત સાથે અથડાઇને હાલ્લી ફુટી ગઇ પરતુ તેનો કાઠલો ગળામા રહી ગયો તેના બોજાથી તેને પોતાનો શિકાર મેળવવામા હરકત પડના માડી,અને ભૂખે મરવા લાગી

ગળામા કાઠલો દેખી એક મોરપક્ષીએ તેનુ કારણુ પૂછ્યુ ત્યારે બિલાડીએ કહ્યુ, કે 'હુ કેદારનાથ મહાદેવની જાત્રાએ ગઇ હતી તેની ખાત્રી માટે આ કેદારનું કાકણુ પહેર્યું છે તેથી મારાથી જીવહિંસા થાય નહિ' બિલાડીના મોની વાત સાભળી મોરે કહ્યુ, 'એમ છે તો મને એ જાત્રાએ તેડી જશો ?'

**બિલાડી**—હુ તો હમણાજ જઇ આવી છુ, તોપણુ થોડા વધારે જણુનો સઘ તૈયાર થાય તો ફરીથી પણ આવુ

ઉપરની વાત ચાલતી હતી તેવામા એક કબૂતર આવ્યું તેણે બિલાડીને પૂછ્યુ, કે 'બાઇ આ કોટમા શુ નાખ્યુ છે ?' બિલાડીએ

ઉપર મુજબ પોતે કેદારનાથની જાત્રાએ જવાથી કાકણુ ગળામા પહે-
રીનું તથા હવેથી જીવહિંસા ન કરવાનો નિયમ લીધાનુ કહ્યુ

કબૂતર—બાઇ મને કેદારનાથની જાત્રા કરાવશો ?

**બિલાડી**—આ મોર તથા તમો બને આગ્રહ કરો છો, તો ચાલો જઇએ.

ત્રણે જણુ જતા હતા તેવામા એક ઉંદર મળ્યો તેણે બિલા-
ડીના કંઠમા કાઠીલો જોઇ તેનુ કારણુ પૂછ્યુ ત્યારે તેને પણુ એ
જવાબ મળ્યો ઉંદરે મોર તથા કબૂતરને બિલાડી સાથે જતા જોઇ
તેનું કારણુ પૂછ્યુ

**મોર તથા કબૂતર**—બિલાડીબાઇ સાથે કેદારનાથની જાત્રા
કરવા જઇએ છીએ

ઉંદર—મને આવવા દેશો ?

**બિલાડી**—ભલે આવોને મને શુ ભારે પડવાના હતા ? એમ
કહી ચારે જણુ ચાલ્યા

થોડે છેટે ગયા પછી એક શિવાલય આવ્યુ બિલાડીએ તેનું
બારણુ ઉઘાડી આપી અદર જઇ દર્શન કરવાનું કહ્યુ મોર, કબૂતર,
ઉંદર ત્રણે અદર દર્શન કરવા ગયા, એટલે પાછળથી જઇ બારણું
બધ કરી તેને પૂંઠ ભરાવી બિલાડીબાઇ બેઠા

ભૂખથી હેરાન થતી બિલાડીએ કંઇ બહાના કાઢી વિશ્વાસે
આવેલા આ ત્રણેને મારી નાખવાનો વિચાર કર્યો

પ્રથમ તે મોરને કહેવા લાગી અલ્યા મોરીઆ ! આવી રગ
બેરગી પાખો કોના ઉપર કરી રહ્યો છે ?

**મોર**—(સભય) બાઇ, ભગવાને મારી પાખડીઓ એવી
બનાવી છે

પછી બિલાડી કબૂતરને કહેવા લાગી કે તે આવા લાલ પગ અને લાલ આખો કોના ઉપર કરી છે?

કબૂતર—મારી આખો ને પગ પ્રભુએજ એવા બનાવ્યા છે

બિલાડીનુ આ કાવતરૂ ઉંદર સમજી ગયો અને તે શિવાલયના ખાળ અદર ભરાઈ બિલાડી સામુ મો રાખી મૂછો ફફડાવવા માડયો. તેને જોઇ બિલાડી ગુસ્સો કરી બોલી, અલ્યા ઉંદરડા! તુ મૂછો કોના ઉપર ફફડાવી રહ્યો છે?

ઉંદર—રડા! તારા ઉપર.

ઉંદરના ગર્વિષ્ઠ વચનો સાભળી બિલાડીએ તેને પકડવા દોટ મૂકી ખાળના પત્થર સાથે કાઠીલો અથડાઈ ભાગી ગયો ઉંદર ખાળ-રને બહાર નીકળી ગયો બિલાડી ખસવાથી મદિરનું બારણુ ઉઘડી ગયુ, તે રસ્તે મોર અને કબૂતર પણ ઉડી ગયા

શિવાલયમા ગયા છતા બિલાડીએ જીવહિસા અને વિશ્વાસઘાત કરવો મુલત્વી રાખ્યો નહિ

---

બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા;
બુઢાપણુમા કેશ બદલે, લક્ષણ ન બદલે લાખા.

---

નીચ નર યાત્રા કરે વૃથા ગંગમા નહાય,
સોમણ સાબુ ચોળતા, ગધા ગાય ન થાય

---

મુક્ત કહે મતિમદ નર, સત કે અવગુણ ગાત,
જયુ બગલા ગગા ગયે, તદપિ મછલી ખાત.

---

# વાર્તા ૮ મી–પુણ્યનો પ્રભાવ.

એક ગામમા રવિદત્ત નામે બ્રાહ્મણ પોતાની પત્ની સાથે રહેતો હતો તેને કઇ સતાન નહોતુ તેમ પોતે ઘણું ભણેલો ન હોવાથી સવારમા વહેલો ઉઠી, નાહી, નિત્યકર્મ કરી પાસેના ગામડામા ભિક્ષાવૃત્તિ કરવા જતો, બપોર સુધી માગવાનુ કરતા અધવાલી ( અ રધી પાલી—દોઢશેર ) દાણા આવતા તે લેઇ ઘેર આવતો તેની સ્ત્રી તે દાણાને ચોકખા કરી દળીને ટેબરા બનાવતી તે બને જણ શાકની સાથે, અગર કોઇના ઘરની છાશની સાથે ખાતા, સાજરે ભૂખ્યા રહેતા કદાચ તે બ્રાહ્મણ વધારે દાણા મેળવવાની લાલચે વધુ વખત ફરવા રોકાતો, તો કાતો કુતરૂ કરડવા આવી દાણા ઢોળાવી દેતુ, અથવાતો ઠેસ વાગવાથી કે શૂળ લાગવાથી આચકા સાથે દાણા ઢોળાઇ જતા છેવટમા લુગડાને કાણું પડીને પણ વધારે આવેલા દાણા ઓછા થઈ જતા છેવટે બહુ અનુભવે બ્રાહ્મણ સમજી ગયો કે મારા નસીબમા ૧ાા શેરજ દાણા લખ્યા છે

દૈવયોગે એક વખત શ્રી નારદજી તે બ્રાહ્મણને મળ્યા તેણે તેમને ઓળખીને દડવત્ નમસ્કાર કર્યા પછી આગ્રહથી પોતાને ઘેર તેડી જઇ તેમને સારૂ આસન નાખી આપી દેવની માફક તેમની પૂજા કરી નારદજીને તેની સ્થિતિ જાણી બહુ દયા આવી ને તેને બને ટાણા ખોરાક મળે એવો વિષ્ણુ ભગવાનને મળીને બંદોબસ્ત કરાવવાનો દિલાસો આપી વિષ્ણુ ભગવાન પાસે વૈકુઠમા ગયા અને મૃત્યુલોકના ભરતખંડના મરૂ સ્થળે બોરલી નામે ગામમા વસતા રવિ-દત્ત બ્રાહ્મણને ભિક્ષા માગવાથી એક વખતનો ખોરાક મળે છે, અને સાજે તે દપતીને ભૂખ્યા રહેવુ પડે છે; તો કૃપા કરી તેને લુખો

સુકો છતા બને વખતનો ખોરાક આપવા વિનતિ કરી ત્યારે વિષ્ણુ-એ કહ્યું, નારદજી, એને જે ખોરાક મળે છે તે બરાબર છે એથી વધારે મળી શકે નહિ

નારદજી—બ્રાહ્મણ આપને બહુ વહાલા છે માટે મારા કહેવાથી એને બમણો ખોરાક કરી આપો

વિષ્ણુ—એકને માટે ઇશ્વરી નિયમ તૂટે નહિ પ્રાણીમાત્રને બમણો ખોરાક આપવામા આવે તો એ બ્રાહ્મણને બમણો ખોરાક મળી શકે પણ તેમ કરવા જતા ફાયદા કર્તા અનેક પ્રાણીઓને નુકસાન થાય માટે નારદજી ! જે છે તે સારૂંજ છે

નારદજી—તે બ્રાહ્મણને અધવાલી દાણા શા કારણથી મળે છે ?

વિષ્ણુ—બ્રાહ્મણની પૂર્વજન્મની પુન્યાઇનો માત્ર બે રૂપીઆ મારી પાસે જમા છે એ બે રૂપીઆના વ્યાજ રૂપે મારે દરરોજ અધવાલી ( ૧ા શેર ) દાણા બ્રાહ્મણને આપવા પડે છે

નારદજી—આપની પાસેના એ બે રૂપીઆ બ્રાહ્મણને આપી દેવાથી બ્રાહ્મણને અધવાલી દાણા ન મળે તો એ શી રીતે જીવી શકે ?

વિષ્ણુ—બે રૂપીઆ બ્રાહ્મણે લીધા નથી છતા લીધા પછીની હકીકત શી રીતે કહી શકાય ?

નારદજી—જેવી પ્રભુની મરજી

એમ કહી રજા માગી પોતાને સ્થાનકે ગયા કેટલાક દિવસો વીત્યા પછી ફરીથી નારદજી એ બ્રાહ્મણને મળ્યા, અને કહ્યુ કે તમારી પૂર્વ પુન્યાઇના બે રૂપીઆ વિષ્ણુ પાસે જમા છે, તે બદલ તમને દરરોજ દોઢ શેર દાણા મળે છે. એટલાથી સંતોષ ન હોય તો

આપણે એ બે રૂપીઆ વિષ્ણુભગવાન પાસેથી માગી લઇએ કેમ શી ઇચ્છા છે?

બ્રાહ્મણ—જેમ આપની મરજી

નારદજીએ વિષ્ણુ ભગવાન પાસે જઇ કહ્યું, કે એ બ્રાહ્મણના આપની પાસે પૂર્વસચિત બે રૂપીઆ છે, તે બ્રાહ્મણ માગે છે માટે આપી દઇએ

વિષ્ણુ—નારદજી! શા માટે બ્રાહ્મણને દરરોજ શાતિથી મળતા અધવાલી દાણા બધ કરાવો છો? એમ કહી બે રૂપીઆ નારદજીને આપ્યા

નારદજી એ બે રૂપીઆ બ્રાહ્મણને આપતા સુધીમા જે ગામમા બ્રાહ્મણ રહેતો હતો ત્યાના એક આબરૂદાર કણબીની કુવારી બાઇને હરામનો ગર્ભ રહ્યો તેને છુપાવવા તેણીએ ગર્ભપાત કરાવ્યો ગામના ફોજદારને તે ખબર પડતા તે બાબતની તપાસ ચલાવી તે દરમિઆન જે પુરુષથી તે બાઈને ગર્ભ રહેલો, તેણે તે બાઇને તથા તેના માબાપને પુષ્કળ રૂપીઆ આપી પોતાનુ નામ પ્રસિદ્ધિમા ન લાવવા ગોઠવણ કરી અને ફોજદારના પૂછવાથી કોનુ નામ લેવુ, તેની ભાજગઢ ચાલવા માડતા ઉપર કહેલો બિચારો નિર્દોષ રવિદત્ત બ્રાહ્મણ કે જે છેક ગરીબ છે, અને ભગવાનને તેના અધવાલી દાણા મળતા બધ કરવા છે, તેનુ નામ લેવા માટે તે બાઇને સમજાવવામા આવ્યુ

વિષ્ણુ પાસેથી લાવેલા રૂપીઆ બે જેવા નારદજીએ રવિદત્ત બ્રાહ્મણના હાથમા મૂક્યા, તેજ ક્ષણે ફોજદારે લેવા માડેલી જુબાનીમા બાઇએ જવાબ આપ્યો કે " રવિદત્ત બ્રાહ્મણથી મને ગર્ભ રહેલો છે, તે મારે ત્યા ફરવા આવતા, ત્યાથી મને ભોળવીને આવા પાપમા નાખી છે " આ વાત સાભળી બોરલી ગામમા અને આજુ-

આજુના બધા ગામો કે જ્યા બ્રાહ્મણુ રવિદત્ત ભિક્ષા માગવા જતો ત્યા બધે હાહાકાર વરતી રહ્યો અને હવેથી એ બ્રાહ્મણને કોઇએ પોતાને બારણે આવવા દેવો નહિ, એવો બંદોબસ્ત થયો. તેથી માગવા જવાનું બધ થયુ ફોજદારે બ્રાહ્મણ ઉપર વારટ કાઢી તેને કેદ કર્યો કેદમા બે દહાડા સુધી બ્રાહ્મણે પાણી સરખું પીધુ નહિ; તો ખોરાકની તો વાતજ શી કરવી ? કોઇ સારા માણસને દયા આવી, તેણે બ્રાહ્મણને ખોરાક લેવા સમજાવ્યો પણ નાહ્યા વગર અને કેદમાથી બહાર નીકળ્યા વગર ખાનપાન ન લેવાની તેની હઠ જાણીને તે ભલો માણસ પોતે બ્રાહ્મણનો જામીન થઇ તેને છુટો કરી ઘેર મોકલાવ્યો

પોતાને માથે ખોટુ આળ આવવાથી અને ભિક્ષા માગવાનું બધ થવાથી ઘેર આવતાજ નારદજીએ આપેલા બે રૂપીઆનું ભોજન ખાવાને બદલે અફીણ ખાઇ મરી જવાનો સ્ત્રી પુરુષ બંનેએ નિશ્ચય કર્યો પછી એક રૂપીઆનું સીધુ સારા બ્રાહ્મણને પોતાને ત્યા રસોઇ બનાવી જમવા માટે અપાવ્યુ તે બ્રાહ્મણ પોતાના બૈરા છોકરા સાથે લાડુ, દાળ, ભાત બનાવી જમ્યો પછી બે જણ ખાય તેટલો વધારો રહ્યો, તે ધરધણીને આપવા માડતા તેણે કહ્યુ કે તમારૂ કોઇ સગુ ગામમા હોય તો તેને બોલાવી જમાડી દો ત્યારે જમેલા બ્રાહ્મણે પોતાના નાના ભાણેજોને બોલાવી જમાડયા તોપણ એક જણ ખાય તેટલો વધારો રહ્યા તે પ્રસાદ તરીકે ભૂખ્યા બ્રાહ્મણબ્રા-હ્મણીને આપ્યુ તે તેમણે ખાઇ લીધુ પછી બ્રાહ્મણીએ છેક સાજના વખતે રૂપીઆ એકનું અફીણ લાવવાની ધણીની આજ્ઞા માગી ત્યારે બ્રાહ્મણે કહ્યું, કે આ વખતે અફીણ પીવાથી અડધી રાત પહેલાં આપણે મરી જઇએ તો રાત્રે આપણા શરીરને કુતરા, બિલાડા,

બગાડે. માટે સવારમા વહેલા અફીણુ લાવીને પીશુ. જેથી દિવસે કોઇપણુ માણુસ આપણા મૃતશબ (મડદાને) જોઇને ઠેકાણે કરશે એમ વિચાર કરી બંને સુઇ ગયા સવારમા બંનેએ વહેલા ઉઠી દાતણુ કર્યું. પછી બ્રાહ્મણે સ્ત્રી પાસે અફીણુ લાવવા છેડે બાધેલો રુપીઓ માગ્યો ત્યારે સ્ત્રીના સાલ્લાને છેડેથી એકને બદલે ત્રણુ રૂપીઆ નીકળ્યા આશ્ચર્ય પામી પુરુષે કહ્યુ કે કાલે બ્રાહ્મણુને અપાવેલા સીધાના પૈસા મોદીને નહિ આપ્યા હોય !

**બ્રાહ્મણી**—મે રૂપીઓ એક મોદીને આપ્યો છે તેમ છતા ન આપ્યો હોય તો પણુ રૂપીઆ બે હોવા જોઈએ આતો ત્રણુ થઇ ગયા

બ્રાહ્મણે મોદીને સીધાને રૂપીઓ આપ્યાનુ પૂછતા તેણે કહ્યુ કે બરાબર આપ્યો છે

હવે અફીણુનો એક રૂપીઓ રાખતા બાકીના બે રૂપીઆ ઠેકાણે પાડવા વિચાર કર્યો બીજે દહાડે બે બ્રાહ્મણોને નોતરા આપી સીધુ અપાવી ભોજન કરાવ્યુ થોડુ વધવાથી પોતે બને માણુસે જરા ખાઈ લીધુ અને રાત્રિ પડતા સૂઇ ગયા. ત્રીજે દહાડે સવારમા વહેલા ઉઠી બ્રાહ્મણે પોતાની પાઘડીને છેડે બાધેલો રૂપીઓ છોડયો તો એકને બદલે પાચ રૂપીઆ નીકળ્યા તેમાથી એક અફીણુનો જુદો રાખી રૂપીઆ ચારના બ્રાહ્મણો જમાડયા તેથી ચોથે દહાડે રૂપીઆ નવ થયા. આ રીતે ધર્માદામા વાપરેલા રૂપીઆ બીજે દહાડે બમણા થવા માડયા તેથી અફિણુ ખાઈ મરી જવાની વાત ભૂલી જઇ વધારાના રૂપીઆ ધર્માદા વાપરી દેવાની ફિકરમા પડયા કેટલીક મુદ્દતે ઘણી રકમ વાપરવાની થતા બ્રાહ્મણો ઉપરાત ગરીબ ગરબાને અન્ન પાણી કપડા વગેરે અપાવવા માડયા ધર્માદાનુ કામ બહુ પ્રીતિથી

ઉપાડયુ, અને અનગળ દ્રવ્ય વધતુ ગયુ કેટલેક દિવસે બહોળી રકમમાથી થોડા બચાવી મકાન ચણાવ્યા, તથા સારા વસ્ત્ર ઘરાણા લીધા તો પણ બ્રહ્મ ભોજનમા વપરાતી રકમ બમણી થતી હોવાથી તેની પાસે અખૂટ લક્ષ્મી ઉભરાવા લાગી

એક દહાડો નારદજી ફરીને તે બ્રાહ્મણને ઘેર આવ્યા તેમની તે બ્રાહ્મણે હર્ષથી ગદ્‌ગદ થતા અતકરણે ખૂબ સેવા કરી નારદજીએ તેની આવી સ્થિતિ થવાનુ કારણ પૂછ્યુ. ત્યારે બ્રાહ્મણે પોતાના પર આવેલા તહોમતથી માડીને અત્યાર સુધીની હકીકત અથ ઇતિ કહી

નારદજી—બ્રહ્મભોજનાદિ પુણ્યાર્થે વાપરેલા પૈસાનો બદલો બીજેજ દહાડે મળે છે, એ બહુ નુકસાનકર્ત્તા છે માટે તમારે ધધો કરવાથી તેના નફામા ગુજરાન ચાલે એટલી મુડી રાખીને વધારાની રકમ પુણ્યમા વાપરતા અગાઉ નરનારી બંનેએ સૂર્ય સન્મુખ સવારમા ઉભા રહીને શુદ્ધ હૃદયથી હાથ જોડી વારવાર માથુ નમાવી પ્રાર્થના કરવી, કે " હે સચ્ચિદાનદ, આજ દિવસથી અમારા શરીર વડે જે કઇ પુણ્યદાન થાય તે શ્રી હરિ અર્પણ છે, તેનો બદલો અમારા આ દેહને જોઇતો નથી " એ પ્રમાણે સ્તુતિ કરવાથી તમને બીજેજ દહાડે બમણા થવાની ઉપાધિ બધ પડશે, અને પુનર્જન્મ માટે તમારૂં ભાગ્ય બધાશે

એ રીતે બ્રાહ્મણે તનમનથી ને દીનતાથી સ્તુતિ કરવાથી બમણા થવાની ઉપાધિ મટી ગઈ

મહાપુરુષોના સત્સગનુ ફળ મળ્યા વિના રહેતુ નથી હરિ અર્થે કરેલા કામનો બદલો ઇશ્વર ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપ્યા વિના રહેતો નથી પ્રભુનો દરબાર એ ન્યાયનુજ સ્થળ છે, દુનિયાના અન્યાયી સબળ નરો–એ કચેરીમા પામરથી પણ પામર છે



## વાર્તા ૯ મી-"कुसंगा संग दोषेण काष्टघंटा विटंबना।"

કોઇ એક કણબીને ઘેર એક હરાઠી ગાય હતી કણબી તેને વગડામા ઘાસ ચરવા છોડતો, ત્યારે તે ગોવાળની નજર ચૂકીને છાનીમાની માણસોના ખેતરોમા પેસી અનાજ ખાતી હતી ખેતરનો ધણી છેટેથી આવતો જણાય એટલે છાનીમાની દોડી જઈ ટોરાના ટોળામા ઉભી રહે આ રીતે ખેતરના અનાજ ખાવાથી શરીરે હષ્ટ-પુષ્ટ રહેતી હતી

તેજ કણબીને ઘેર એક બીજી દુઝણી ગાય હતી તેને તે કણબી સારૂ ઘાસ તથા દાણા ખવરાવે, તોપણ શરીરે દુબળી રહેતી હતી તે ગાયે વિચાર કર્યો, કે આ બીજી ગાયને કણબી કશુ નીરતો નથી, તો પણ શરીરે પુષ્ટ છે, મારે પણ એના જેવુ પુષ્ટ બનવા એ ગાય ચરે છે તેવુજ ઘાસ ચરવુ એમ વિચારી બને સાથે સાથે વગડામા ચરવા ગઇ ત્યા ગોવાળ ન દેખે તેમ પેલી હરાઠી ગાય ખેતરમા અનાજ ખાવા પેઠી તેની સાથે નાસી જઇને દુઝણી ગાયે પણ અનાજ ખાવાની શરૂઆત કરી હમેશની ટેવાયેલી હરાઠી ગાય ઝટપટ ખુબ અનાજ ખાઈ ખેતરનો ધણી આવતો દેખી છાનીમાની નાસી જઈ ગાયોના ટોળામા ભળી ગઈ પેલી ગાય એકલીને અનાજ ખાતા ખેતરના ધણીએ જોઇ તેથી હાકીને ડબામા પુરવા લઇ જવા માડયો રસ્તામા ગાયનો માલીક કણબી મળ્યો તેણે પોતાની ગાયને જોઇ લઇ જવાનુ કારણ પૂછ્યુ પેલા ખેડુતે પોતાનુ ખેતર ઘણા દહાડાથી આ ગાય ખાઇ ગઇ છે, એ કારણ બતાવી ઘણો ઠપકો દીધો, અને કહ્યુ કે આવી હરાઠી ગાય છે તેથી હુ ડબામા પુરીશ એ સાભળી કણબીએ ઘણા ઘણા કાલાવાલા કરી ગાયને છોડાવી ખેતરનો બગાડ જોવા ખેડુત

સાથે ગયો ત્યા કણબીને ખાત્રી થઈ કે ઘણા દહાડાથી ગાયે ખેતરને ખાધેલુ છે તેથી ખેડુતનુ મન શાંત પાડી પોતાને ઘેર ગયો અને આ ગાય હરાઠી છે, માટે લાકડાના બુધાનો ડેરો તેના કોટમા નાખવો પડશે એમ મન સાથે નક્કી કર્યું બીજે દહાડે એ દુઝણી ભોળી ગાયના કોટમા તેનીજ ગમાણમા (બાધવાની ખુટા પાસેનું લાકડુ) આડો નાખેલો લાકડાનો કકડો છોલી સાફ કરીને ડેરો બાધ્યો અને બને ગાયોને ચરવા છોડી ત્યારે ગાયના કોટમા બાધેલા લાકડાના બુધામાથી અવાજ આવ્યો.

"હરાઠી ગાયની સોબત આ ગાયે માત્ર એક દિવસ બેજ કલાક કરી તેને લીધે તેના કોટમા ડેરો ન ખાધો છે "**कुसंगा सग दोषेण काष्टघंटा विटबना**" મારા કેવા હત ભાગ્ય કે ગાયની કોટમા પડી રહેનારો ગાયનો સોબતી હુ, તેને પણ વગર કસુરે ગાય સાથે ભટકવાનુ થાય છે એક કવિએ કહ્યુ છે કે —

કરત કુસગ ચાહત કુશલ, એહ બડો અફસોસ,
મહિમા ઘટયો સમુદ્રકો, રાવણ ભયો પડોશ

---

## વાર્તા ૧૦ મી–પ્રમાણિકતાનો બદલો.

એક શહેરમા વિમળશાહ નામે ગરીબ પણ નીતિવાન વાણીઓ રહેતો હતો તેના પૂર્વજો ઘણા ધનવાન અને આબરૂદાર હોવાથી વિમળશાહને પોતાના કુળની આબરૂ જાળવવા હરેક બાબતના ખર્ચ ખુટણમા ગંજા ઉપરાત ઘસડાવુ પડતુ હતુ સ્થાવર મિલ્કત તમામ ગીરો મૂકવી પડી હતી શહેરમા મહેમાનપરોણાનુ ટીપ ખગડાનું ને પહેરવા ઓઢવાનુ ખર્ચ શહેરની રીતે રાખવુ પડતુ હતુ

તેથી પોતે કંગાલ હાલતમા આવી ગયો હતો દરરોજ કોથળામા પરચુરણ સામાન, ને ઉપયોગી ચીજો લઇ ગામડામા ફેરી ફરવા જતો ત્યા રૂપિએ બે આના મુજબ નફો લઈ લોકોને ચીજો આપતો જે મળતુ તેમાથી મહામુશીબતે ગુજરાન ચલાવતો બાળક અથવા અ-જાણ્યુ ગમે તે આવે તો પણ તે બે આનાથી વધુ નફો લેતો નહિ આથી ચાલુ સાદા ખોરાક વિના બીજુ કાઇ ખરચ આવી પડે તો બૈરાના પગમા ફક્ત કલ્લા કે જે પુરૂષની હયાતીમા ન ઉતરવાનો રિવાજ હતો, તેજ બાકી રહ્યા બૈરાને ફાટેલતુટેલ અને થીગડાવાળા બૈરાના ઘરેણા ગાઢા વેચીને ચલાવવુ પડતુ હતુ એમ કરતા કપડા જોઇને ગામની વાણીઅણો દરરોજ ટીકા કરતી હતી તે વાત બાઇડી વિમળશાહને કહીને તેને વિશેષ સતાપતી હતી કોઈ વખત કજીઓ પણ કરતી હતી વિમળશાહ કહેતો કે નિર્ધન થવુ કોઇને ગમે નહિ આપણા ભાગ્યમા હશે તે મળ્યા કરશે

**સ્ત્રી**—તમારા જેવી નબળી હાલત કોઇની નથી ગામમા ફલાણા ફલાણા માણસો તમારી પેઠે ફેરી કરે છે, પણ સારી કમાણી કરે છે, અને તમે તો કમાવાની કાળજી રાખતાજ નથી છોકરા અને હુ ફાટાતૂટા કપડા અને વાર તહેવારે પણ એકે ઘરેણા વગર માણસોમા લજવાઇ મરીએ છીએ, તેથી મો પણ બતાવાતું નથી

**વિમળશાહ**—આપણે કોઇનું દેવુ પાડયુ નથી, ઘરના અવસરો ઉજળા કર્યા છે કન્યાઓના પૈસા લીધા નથી છતા કોણ એવુ નિષ્કલક તમને શરમાવે છે? પૈસો રહેવો ન રહેવો એ તો હરિકૃપા ઉપર છે કોઇના કહેવાથી ઘરમા કકાસ કરવાથી ઉચેથી પૈસો પડ-વાનો નથી અને નાહક ફજેત થવાનુ છે

**બાઇડી**—ગામડામા બોજો ઉપાઢી ને રખડો છો, તોપણ

ગુજરાન મુશ્કેલીથી ચાલે છે શુ બધો સામાન મૂળગે ભાવે આપી દો છો ?

**વિમળશા**—રૂપીઆની વસ્તુના બે આના નફો લઉ છુ

**બાયડી**—(બહુ ક્રોધથી) અરે ! રૂપીએ ફક્ત બે આનાજ ! આતો છેક દેવાળીઆનો ધધો છે આવા ધધામા શુ કમાઇએ કપાળ ?

વિમળશાહ ગમે તેમ થાય તોપણુ પોતાની ટેક છોડે તેવા નહતા અંતે બહુ ભીડમા આવવાથી બૈરીના પગના કલ્લા વેચવા માગ્યા બાઇડીએ બહુ હઠ અને કજીઓ કર્યો છેવટે આબરૂ જવાનો વખત આવ્યો જાણી કલ્લા કાઢી આપ્યા તે વેચીને ગામનુ દેવુ પતાવ્યુ તથા ખાવા માટે કેટલોક સામાન લીધો

પગમા કલ્લા વગર બાઇડી બહાર નીકળી શકતી નહિ દસ દિવસ એવી રીતે કાઢ્યા પછી વિમળશાહ કાયર થઈ ગયો ને રાતમા બૈરા છોકરાને લઈ શહેર છોડી દઇ ગામડે રહેવા ગયો ત્યા કણુબી, રજપૂત, કુભાર વગેરેની બાઇડીઓ ભાગ્યેજ કલ્લા પહેરે છે તેથી વાણીએણુને શરમાવાનો કે ટીકા સાભળવાનો વખત આવતો નહિ અને સુખચેન અને સતોષથી દિવસો જવા લાગ્યા

એક દહાડો પોતાના શહેરની વાણીઅણો પરગામ લોકાચાર (મોહકાણે) જતા આ ગામડુ વચ્ચે આવતુ હોવાથી વિમળશાહને ઘેર મળવા આવી ત્યા ઘરના સુખસમાચાર પુછ્યા પછી તેના પગમા કલ્લા ન જોવાથી તેમણે કટાક્ષ ભરેલા વચનો કહ્યા, કે “છતા સોહાગે કલ્લા સરખા પણ રાખતા નથી કોઈ કહે કે શહેર છોડ્યુ, દેવદર્શનનો લાભ ખોયો, સગા વહાલા ને કુટુબથી છેટે વસ્યા, તો પણ શરીરે સાજુ લુગડુ પામ્યા નહિ ” એ પ્રમાણે કહીને સો

જુદા પડયા વિમળશાહની સ્ત્રી ઉદાસ દીલથી ઘેર આવી વિમળશાહ નજીકના ગામડામા કોથળો ફેરવવા ગએલો સાંજે ઘેર આવ્યો વાળુ કરી થાકયો પાકયો સુઇ રહેવા પોતાની પથારી પર ગયો, ત્યારે વાણીઅણે પોતાની ગરીબાઇના રોદણા રડવા માડયા પોતાની નિર્ધનતા, દુખી હાલત, શહેરની મઝા છોડી ભૂતવસ્તીમા રહેવુ, વગેરે કારણો આગળ કરી મહાભારત કજીઓ માડયો સ્ત્રી જાતિના સ્વભાવ પર જઇ ઘડીક નશીબને તો ઘડીક વિમળશાને દોષ દેવા માડયો અડધી રાત સુધી લગભગ એ કજીઓ ચાલ્યો પછી નીચેના કારણે તે બધ થયો, અને નવો કજીઓ શરૂ થયો

વિમળશાહને યાદ આવવાથી તેણે વાત શરૂ કરી, કે આજે તળાવની પાળની બહાર ઉગમણી તરફ એક ઢુલા નીચે હુ દિશાએ જવા બેઠો હાથમા લાકડીનો કકડો હતો તે વડે ધૂળને એક તરફ ખસેડતો હતો, એવામા એક તાબાના ચરૂની કોર દેખાવા લાગી મે બધી કોરનો ઉપલો ભાગ ઉઘાડો કરીને તે ઉપર ઢાકેલુ શકોરુ માટી સુદ્ધા ઉપાડી લઇ લેતા અદર સોનામહોરો અને સોનાની લગડીઓ ભરેલી જોવામા આવી મે જાણ્યુ કોઈએ ઘણી આશાએ આ ચરૂ સતાડયો હશે, આપણે શા કામનો છે, એમ ધારી હતુ તેમ કરીને હુ ઘેર આવ્યો આ વચન સાભળી વાણીઅણ વિમળશાહને કડવા વચન બોલવા લાગી " અભાગીઆ, આ ચરૂ કયા તારા બાપે સતાડયો હતો ? શા માટે પ્રભુએ આપેલો હાથથી ખોયો ? "

**વિમળશાહ**—આપણા ઘરમા નીકળ્યો હોત તો પણ ગામધણીનો માલ કહેવાય, તો બીજે ઠેકાણેથી કેમ લેવાય ?

વિમળશાહના આવા વચનો સાભળી તેની સ્ત્રી હૈઉં માથુ કૂટવા માડી આ બધી હકીકત વિમળશાહના ઘર પછવાડે ચોરી

કરવા આવેલા ચોરોએ સાભળી તેમણે આ વાણીઆના ઘરમા તો ભૂખ આવી છે એવી ખાત્રી કરી પેલો અનગળ માલ લેવાના ઇરાદાએ ખૂશ થઇ વિમળશાહે કરેલી વાત પ્રમાણે ચરૂની જગા ખોળી કાઢી ચરૂ ખોળી કાઢી જમીન ખોદી બહાર કાઢ્યો બે ત્રણ જણા મળીને તે ચરૂને કોઇ ન દેખે તેવી જગાએ લઇ જઈ ઢાકણુ ઉઘાડી અંદર હાથ નાખે છે, ત્યા અદરથી વીંછી કરડયો મહા વેદના થતા વાણીઆને ગાળો દેતો દેતો અદર હાથ નાખનાર ચોર બોલ્યો કે ' લુચ્ચો વાણીઓ આપણને પોતાને ઘેર ચોરી કરવા આવેલા જાણી ગયો છે તેથી તેણે આપણને પોતાને ઘેરથી ખસેડવા અને શિક્ષાએ પહોચાડવા પોતાની બૈરી સાથે આ પ્રપચ ગોઠવ્યો છે ' એમ કહી અદર જોયુ તો બધા વીંછી તથા સર્પ માલમ પડયા વાણીઆનીજ આ લુચ્ચાઇ છે એવી દઢ ખાત્રી થઇ અને આ ચરૂ ઉપાડી સૂતેલા વાણીઆ ઉપર ઠાલવવાનો વિચાર કરી ચરૂ લઇ વાણીઆના ઘર પછવાડે આવ્યા. વાણીઆની ઉંઘવાની ઘોર ઓરડામા સભળાતી હતી તેથી તેના ઉપર નાખવા માટે ચોર લોકો ઓરડા પર ચઢયા નળીઆ બાજુ પર મૂકી ખાપટા કાપી બાકોરૂ પાડયુ બરાબર વાણીઆ ઉપર પડશે એવી અટકળથી ચરૂ ઉંધો નાખીને પાછુ જોયા વગર એ ચોર લોકો નાઠા આ તરફ ઘરમા ખણખણાટ સાથે ચરૂ નીચે પડયો વાણીઅણ એકદમ જાગીને પૂછ્યુ કે આટલો અવાજ શાનો થયો ? કાયર થએલા વિમળશાહને નિદ્રાએ પૂર્ણ ઘેરી લીધો હતો તેણે કહ્યુ, હવે મને નિરાતે સૂવા દો તમે તમારે તપાસી જુઓ

વાણીઅણે ઓરડો ઉઘાડી અદર જઇ દિવાસળી સળગાવી જોયુ તો વાણીઆના ખાટલા પાસે આજુબાજુ બધે સોના મહોરો અને સોનાની લગડીઓ પાર વિનાની વેરાયલી પડી છે. વાણીઅણ તો હરખમા

ઘેલી બની ગઇ. પતિ ઉપર પ્રેમ ઉત્પન્ન થઈ ગયો ને તેના હાથ પકડી ઢંઢોળવા માંડી કે જુઓ, જુઓ, તમે કહેતા હતા તે ધન ભગવાને આપણા ઘરમા નાખ્યુ વાણીએ કહ્યુ, મને સુવાદે તારે બહુ ભૂખ હોય તો તુ લઈ લે

વાણીઆએ રાતોરાત ખાડ ખોદી અદર ચરૂ ઉતારી તેમા ધન ભરી દીધુ થોડુ પોતાના ગુજરાન માટે બહાર રાખ્યુ બીજે દિવસ સવારથીજ વાણીઆના નશીબનુ પાદડુ ફરી ગયુ પછી ધીમે ધીમે તેણે શહેરમાની પોતાની દુકાન તથા ઘર ગીરો મૂકેલા છોડાવી લીધા બાઇડીને લુગડા ઘરેણા કરાવી શહેરમા પાછો રહેવા આવ્યો, ને સુખમા દિવસ ગુજારવા લાગ્યો

જબ રઘુનાથ કૃપા કરે તબ સબ મિલ જાવે,
સુખ સંપત આનંદ ઘર બૈઠા પાવે

---

उदयति यदि भानुः पश्चिमे दिग विभागे ।
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः ॥
विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे ।
नहि चलति नराणां भाविनी कर्मरेखा ॥

---

અરે પ્રારબ્ધ તો ઘેલુર હે તે દૂર માગે તો,
ન માગે દોડતુ આવે ન વિશ્વાસે કદી રે'જે

( બાલાશંકર )

---

# વાર્તા ૧૧ મી–સાત પેઢી ન ભુંસાય તેવાં ચિત્રો.

જુઠો શાહ નામે એક વાણીઓ ઘણા વર્ષથી ગામડામા રહેતો હતો તેને બાદરશાહ નામે મોટી ઉમરનો એક દિકરો હતો બાપદીકરાએ ગામડામા રહી પુષ્કળ વેપાર કરી ઘણો પૈસો એકઠો કર્યો હતો બાદરશાહની મા દેવલોક થયા હતા પોતે પરણેલો હોઈ પોતાને બે દીકરા હતા

પૈસાને સારૂ ગમે છે, તેથી બાદરશાહે પોતાના બાપની સલાહ લઇ શહેરમા મકાન અને દુકાન બધાવવા તથા ત્યા રહી છોકરાઓને ભણાવવા વિચાર કર્યો પોતાના ગામડાથી આઠ ગાઉ દૂર શહેર હતુ ત્યા જમીન વેચાણ લઈ રહેવાનુ મકાન તથા દુકાન બધાવવા માડયા દુકાનના કામની દેખરેખ જુઠો શાહ રાખતા હતા અને ઘરના ચણતરની દેખરેખ બાદરશાહ રાખતા હતા મકાનો ચણાઇ તૈયાર થયા પછી ગામડુ છોડી ત્યા રહેવાનુ રાખ્યુ છોકરાઓનો સારે ઘેર વિવાહ કર્યો ત્યાર પછી બાદરશાહની સ્ત્રી મરી ગયા પૈસાવાળો હોવાથી તેને બીજી સ્ત્રી મળી, અને બાર માસની અદર પરણ્યો

કેટલાક મહીના પછી બાદરશાહ કઇ કામ સારૂ પરગામ ગયો ત્યા ત્રણ ચાર દિવસ કામ કરીને એક દહાડા મોડી રાતે ઘેર આવ્યો ઘરમા જતા કોઈ પરાયા માણસને ઉધરસ આવતા સાભળી આથી દીવો કરી તેણે તપાસ કરી તો એક આદમી એક ખૂણે જાજમ પર સૂતેલો હતો તે જોતાજ તેને કુકર્મનો વહેમ આવતા પોતાની તલવારથી મારી નાખી ઘર પાછળ વાડામા ઉંડી ખાડ ખોદી તેમા દાટી દીધો આ વાત કોઇના જાણવામા આવી નહિ.

મોટી ઉંમરે નાની નવી સ્ત્રી પરણનાર લોકો આવા વહેમમા પાપ-કર્મ કરી બેસે છે

બાદરશાહે બીજે વર્ષે બને છોકરાઓને પરણાવ્યા. બાદરશાહની બાઇડીને આવતા વેત વહુઓ કામ કરનાર થઈ, તેથી તે ભાગ્ય-શાળી ગણાવા લાગી બાર માસ પછી તેને પુત્ર જન્મ્યો એટલામા જુઠો શાહ મરણ પામ્યા

નવી સ્ત્રીનો પુત્ર દોઢ વર્ષનો થયો ત્યારે બાદરશાહે પોતાના મકાનની ચુનાબંધ ઓસરીની ભીંતોએ ચિત્રો કઢાવવા માડયા એક દહાડો પોતે કોચ ઉપર આડો પડી ચિત્રો જોતો જાય છે, અને ચિતારાને ભલામણ કરે છે કે ‘ સાત પેઢી સુધી ભુસાય નહિ એવા ચિત્રો કાઢજો ’ આ શબ્દો એક સાધુ ભિક્ષા લેવા આવેલ હતો, તેણે સાભળ્યા, તેથી તેને જરા હસવુ આવ્યુ ને મો મલકાયુ, તે બાદરશાહના જોવામા આવ્યુ સાધુ ભિક્ષા લઇ ચાલતો થયો, વળી ત્રીજે દિવસે બાદરશાહ પોતાના નાના દોઢ બે વરસના છોકરાને ભેળો બેસાડી ભોજન કરતા હતા તે વખતે પણ પેલો સાધુ ભિક્ષા લેવા ત્યા આવ્યો તે વખતે નાના છોકરાને પેશાબ કરવાની ઇચ્છા થતા ભાણાથી જરા દૂર ઉભો થઈ પેશાબ કરવા લાગ્યો તેના કોઈ છાટા ભાણાને લાગતા હતા આ જોઇને પણ પેલો સાધુ પ્રથમની પેઠે જરા હસ્યો તે બાદરશાહે જોયુ સાધુ ભિક્ષા લઇ ચાલતો થયો ત્યારપછી બીજે દહાડે બાદરશાહ પોતાની દુકાને બેઠા નામુ લખતા હતા. તેવામા કસાઈ બોકડાને લઇને આવતો માલમ પડયો વધારે નિહાળવાથી મહા તકરાર અને ખર્ચના બોજામા ઉતરવુ પડે એવા હેતુથી બોકડા તરફ કોઇ ન જાણે તેમ કટાક્ષ નજરથી જોવા લાગ્યા. બોકડો કસાઇઓ પાસેથી દોડતો આવી બાદરશાહની દુકાનપર ચઢયો એટલે

બાદરશાહે જાણ્યુ અજાણ્યુ કરી બોકડાને ખસેડવા સાવરણી લઇને અમથી અમથી દુકાનની ઓસરી વાળવી શરૂ કરી તથા બકરી' બકરી ! એવા શબ્દ બોલતા સાવરણી તથા હાથના ધક્કાથી બોકડાને દુકાનથી નીચે ઉતારી દીધો તેજ વખતે ત્યા આગળ થઈને આગળ કહેલો સાધુ નીકળ્યો તેણે ઉતારી મૂકેલા બોકડાની આંખોમાથી આસુ ટપકતા જોઈ જરા હસવા જેવુ મે. ફરી ચાલવા માડયુ પાછળથી કસાઇઓ બોકડાને લઈ ચાલતા થય

કથા કે વ્યાખ્યાનમા હાસ્યરસ આવે તો પણ જ્યારે ન હસનાર આ સાધુ ત્રણ વારથી મને જોઇને હસે છે એનું કારણ જાણવાની બાદરશાહને બહુ ઉત્કંઠા થઇ તેથી પોતે સાધુની પાસે ગામ બહાર ધર્મશાળામા ગયો તથા ત્રણવાર પોતાને જોઇને હસવાનુ કારણ પૂછ્યુ. ત્યારે સાધુએ કહ્યુ, તમારે સંસારીને સાધુના મનના ભાવ જાણવામા બીલકુલ સાર નથી તોપણ બાદરશાહે બહુ આગ્રહ કરી નમનતાઈથી તે જાણવાની ઇચ્છા જણાવી ત્યારે સાધુએ કહ્યુ, મારા હસવાના પ્રત્યેક સમયે તમે શુ કાર્ય કરતા હતા તે કહો, બાદશાહે કહ્યુ, સાત પેઢી ન ભુસાય તેવા ચિત્રો કાઢવા હુ ચિતારાને ભલામણ કરતો હતો તે વખતે આપ પ્રથમ હસ્યા હતા

**સાધુ**—તે વખતે તારી ઉમર માત્ર સાત દિવસની બાકી હતી છતા તારી આવી મિથ્યા લોલુપતા જોઇને મને હસવુ આવ્યું

**બાદરશાહ**—તે પછી ત્રીજે દહાડે હુ જમતો હતો ત્યારે હસવાનુ શુ કારણ ?

**સાધુ**—રાતના વખતમા તારા ઘરમા તારી ગેરહાજરીમ પેઠેલા પુરુષને તે જીવથી મારી જમીનમા દાટી દીધો હતો, તેજ આત્મા તારા તે છોકરામા છે, છત તેના પેશાબના છાટાને ન લેખવતા તેને

તુ પ્રેમથી સાથે બેસાડે છે ને પંપાળે છે એ મારૂ બીજુ કારણ

બાદરશાહ સ્તબ્ધ બની ગભરાઇ તો ગયો પણ ધીરજ રાખી ત્રીજી વખત હસવાનુ કારણ દુકાન અને બોકડાની સ્મૃતિ આપીને પૂછ્યુ

**સાધુ**—એ બોકડો તારા બાપ જુદા શાહનો જીવ છે તેણ પૂર્વજન્મે કસાઇને સુતર વેચાતુ આપતા કપટથી એક શેર ઓછુ આપ્યુ હતુ, તેનો બદલો પુરો કરવા તે બોકડો થઇ કસાઇને હાથ પડયો છે એ જીવે પૂર્વ જન્મમા આ દુકાન બધાવેલી ને ઘણા દહાડા તે દુકાન પર બેઠેલો તેને લીધે આત્માના સસ્કારો જ્ઞાનથી તે દુકાન પર સહાયની આશાએ ચડયો, તેને તે ઉતારી મકયો ત્યારે તેની મને આખોમાથી આસુ ટપકયા તે જોઇ મને ખેદ યુક્ત હસવુ આવ્યુ

**બાદરશાહ**—અરે ! બાપજી એ બોકડાની હવે શી વલે થશે ?

**સાધુ**—કલાક પછી કસાઈ તેને મારી નાખશે તારી ઉમર હવે બે દિવસની રહી છે હરિભજન કરવુ હોય તે કરી લેજે

બાદરશાહે બોકડાને છોડાવવા તપાસ કરી પણ મળી આવ્યો નહિ તેથી નિરાશ થઈ પાછો વળ્યો અને સાધુ પાસે દઢ આસન લગાવી ધર્મોપદેશ સાભળી બીજે દહાડે મરણ પામ્યો

---

## વાર્તા ૧૨ મી–ગરીબ મજુરો

એક ગામમા બાઇડી છોકરાવાળા બે પાડોશી મજુર રહેતા હતા છોકરા નાના હોવાથી ધધો કરી શકતા નહિ અને આદમી તથા બાઇડી બને આખાદિવસ મજુરી કરી સાજે થાકીને ઘેર આવી

આગલા દિવસના વધેલા દાણા રાધીને ખાતા સવારમા રોટલો ખાવાને મળતો સાજે દાણા અગર લોટ રાધી રાબ જેવો પદાર્થ કરી છોકરાને પાતા વધે તે તે તેઓ પીતા આથી કોઈક દિવસ સાજે સ્ત્રી પુરુષને ભૂખ્યા પણ સુઈ રહેવુ પડતું પુરતા લુગડા અને સાજા પગરખા વગર અરધા ભૂખ્યા પેટે પહોચતી મહેનતને લીધે રાત્રે શરીર બહુ દુખતું જેથી મહા મુશ્કેલીએ ઉંઘ આવતી હતી

એમાનો એક મજુર ખાટલામા ઘણીવાર તરફડતો ત્યારે ઉંઘ આવવાની ટેવ પડી હતી અને બીજો બે ત્રણ ભજન બોલે ત્યારે તેને ઉંઘ આવતી હતી પહેલા મજુરને તરફડતા ઉંઘ આવવાનું થાય, એવામા બીજો મજુર ભજન બોલે એટલે તેના ગરબડાટથી પેલાને ઉંઘ આવે નહિ આથી તે બીજાને ગાળો બોલે અને કકાસ કરે ભજન બોલનારો બહુ બહુ કહે કે હુ મારા મોથી મારા મકાનમા બેઠો બોલુ છુ તેમા તારૂ શુ લઉં છુ ? પણ પેલાને તે કશુ ગમે નહિ પેટ ભરવાની આપદાથી પ્રભુના ગુણો તેને વજ્ર સમાન લાગતા હતા

આ રીતે દિવસ વીતતા કેટલાક વર્ષો વીતી ગયા એક દહાડો ભજન બોલનાર મજુર દિવસ આથમ્યા પછી કઈ કામ માટે ગામ બહાર જતો હતો ત્યા એક ઝાડ નીચે મૃગચર્મ ઉપર એક તપસ્વી સાધુ બેઠા હતા તેને જોઇ મજુરે કહ્યુ, બાવાજી, મારે ઘેર પધારો તો આપને પથારી, પાણી, દેવતા, વગેરેની સવડ કરી આપીશ સાધુએ કહ્યું, અમને ગામ બહાર રહેવાની ટેવ પડી છે તેથી પૂર્ણ આનંદ રહે છે કશી ઉપાધિ વગર એક ચિત્તથી પ્રભુ ભજન અહીંઆ ઠીક થઇ શકે છે પણ પેલા મજુરે બહુ આગ્રહ બતાવવાથી બાવાજી મૃગચર્મ તથા તુબીપાત્ર લઇ ઉઠયા, અને મજુરને ઘેર ગયા મજુરે

એક સાદડી પર નાની કામળી પાથરી આપી તે ઉપર પોતાનુ મૃગ-ચર્મ નાખી સાધુએ આસન કર્યું બે પૈસાની મગફળી આણી મજુરે બાવાજી પાસે મૂકી, અને પાણી ભરી આપ્યુ પછી સુવાનો વખત થવાથી મજુર પોતાની ટેવ મુજબ ઉંઘ લાવવા માટે ભજન બોલવા માડયો તે સાથે પેલા પાડોશી મજુરની ગાલી પ્રદાનની પુષ્પાજલી શરૂ થઈ. આ બધુ બાવાજીએ સાભળ્યુ તેથી પેલા મજુરને પૂછ્યુ આ કોને બોલે છે? અને શા માટે બોલે છે? પેલાએ કહ્યુ, મને બોલે છે અને મારા મોથી ભજન સાભળી ગુસ્સે થાય છે

બાવાજીએ પેલાને કહ્યુ, અરે મૂર્ખ! હરિગુણ સભળાવનાર ભક્તને શા માટે ગાળો દે છે?

ગાળો બોલનાર મજુર બોલ્યો—બાપજી! મજુરીના અત્યત થાકથી તથા ભૂખને લીધે શરીરમા થતી કળતરથી મહામહેનતે ઉંઘ આવી હતી તેવામા આ પાડોશીએ ગરબડ મચાવી મને જગાડયો હવે એક પહોર સુધી મને ઉંઘ આવશે નહિ ભૂખ, શરીરની કળતરા, અને ઉજાગરાથી માંદો પડીશ તો મજુરી વગર આ છોકરા ભૂખે ટળવળી મરશે એનો ખ્યાલ રાખ્યા વગર આ પાડોશી મને સતાવવા ગરબડ કરે છે

સાધુ—ગમે તેમ હોય તો પણ પ્રભુના ગુણ પોતેજ ગાવા જોઇએ, તે ન બને તો કોઇના મુખથી સાભળી રાજી થવુ જોઇએ

**ગાળો બોલનાર મજુર**—ભૂખ્યે પેટે ભક્તિ સાભરતી નથી તેમ સાભળવી ભાલા રૂપ લાગે છે

**સાધુ**—જેવો તમારો ભાવ પણ બીજો માણસ પોતાના મુખથી પોતાને મેરે પ્રભુના ગુણ બોલે તે માટે તેને ગાળો બોલી પ્રભુનો ચોર શા માટે થાય છે?

**મજુર**—પણ એતો વિચારો કે શા સુખ ઉપર એને હરિભજન ગાવુ સૂઝે છે ? અમારી બંન્નેની હાલત એવી નબળી છે કે મહા મુશીબતે પેટ પુરતું અનાજ મળે છે તેમા પ્રભુએ શુ એવું આપ્યુ છે તે એને પ્રભુ ભજન કરવું સૂઝે છે ? એને ભજનમા પ્રેમ નથી, પણ મને હેરાન કરવાનો પ્રેમ છે તેથી મને ઉંઘમા ખલેલ કરી નાહક સતાવે છે.

**સાધુ**—તારી આખી જિંદગી સુધીની ભૂખની પીડા મટી જાય એટલો પૈસો કોઈ આપે તો તે સાટે પરમેશ્વરે તને આપેલી કોઈ ચીજ તુ આપે ખરો ?

**મજુર**—મને કશુ આપેલુ નથી તો શું આપુ ?

**સાધુ**—તને આપેલુ છે, તેમાથી આપવાનુ છે કેમ કબુલ થાય છે ?

**મજુર**—બેલાશક આપીશ. બાપજી, મારી ભૂખ ભાગે એવો ઉપાય કરો.

બાવાજી ગામમા ગયા અને એક મોટા ગૃહસ્થના એકના એક છોકરાને એક આખમા કુવો પડેલો હતો, તેના બાપને પૂછ્યું, તારા છોકરાની આખમા ડોળો બનાવી આપીએ તો કેટલા રૂપીઆ ધર્માદા કરીશ ?

**ગૃહસ્થ**—કુવો પડેલ આખના ખાડામા આખ જેવો ડોળો બને તો દશ હજાર રૂપીઆ આપુ

આ બાબતની ખાત્રી કરી એક હકીમજીને અને તે ગૃહસ્થને સાથે લઇ બાવાજી પેલા મજુર પાસે આવ્યા અને બોલ્યા કે આ ગૃહસ્થના છોકરાને એકજ આખ માત્ર છે બીજી આખને ઠેકાણે માત્ર ખાડો છે, તેને બિચારાને બીજી આખ જોઇએ છે. માટે તે

મજુરે તે પણ આપવાની ના કહી ત્યારે પેલા સાધુએ પાસે પડેલા ખાસડા લઈ મજુરના માથામા મારવા માડયા, અને કહ્યુ, કે લુચ્ચા ! ! પરમેશ્વરે તને અમૂલ્ય ચીજો આપી છે તે ચીજો તુ પુષ્કળ પૈસા આપતા છતા પણ આપતો નથી અને ભૂખે મરવાનો ઢોગ કરી પરમેશ્વરનો પાડ માનવાને બદલે તેના અવગુણ લઇ પરમેશ્વરના ગુણ ગણનારને તુ ગાળો બોલે છે ! ખરેખર ! આવી ખરાબ નિતથીજ તુ દુ ખ પામે છે અને બહુ પામીશ માટે ખબરદાર, જો આ ભક્તને ગાળો આપીશ કે તેની ઇર્ષા કરીશ તો ભુરે હાલે મરીશ જયા ભજન થાય છે, ત્યા તો ભગવાન પોતે વાસ કરે છે, ભગવાને પોતે નારદને કહ્યુ હતુ કે —

नाहं वसामि वैकुंठे योगिनां हृदये तथा ।
मद्भक्ता यत्र गायन्ते तत्र तिष्ठामि नारद ॥

જનની જણજે હરિભગત્ત, કા દાતા કા શૂર,
નહિ તો રહેજે વાઝણી, નહિ ગુમાવે નૂર,

---

## વાર્તા ૧૩ મી–પ્રભુના લેખ ઉપર મેખ.

એક ગામમા ધર્મિષ્ઠ ધરમશી નામે વાણીઓ તેની પત્ની સાથે રહેતો હતો તેમને પુત્ર નહોતો તેઓની ધર્મદાન ઉપર પ્રીતિ હોવાથી સાધુ, સત, પરમહસ મળી આવે તો તેમની સારી આગતા સ્વાગતા કરતા હતા એક વખત સુભાગ્યયોગે નારદજી તેને ત્યા પધાર્યા વાણીઆએ તેમને પોતાને ત્યા લઈ જઇ અર્ધ્યાદિથી પૂજા કરી સતોષ્યા નારદજી તેના પવિત્ર ભાવિકપણાથી ઘણા પ્રસન્ન થયા અને તેને પુત્ર સબધી ખબર પૂછતા ધરમશી કહે, કે 'મહારાજ

મારે પુત્ર નથી, જેથી જગતની દ્રષ્ટિએ પુરી ખોટ છે પણ તે પૂર્વના સંચિતમા નહિ હોય તો ક્યાથી મળે ? ' એ વાત સાભળી નારદજીને બહુ દયા આવી અને આવા ધર્માત્મા વાણીઆને પુત્ર થાય એવી લાગણીથી વિષ્ણુ ભગવાન પાસે જઈ તે બીના નિવેદન કરી અને આવા ધર્માત્માને પુત્ર આપવા વિનતિ કરી ભગવાને કહ્યુ, તેના સાત જન્મમા પણ પુત્ર લખેલો નથી માટે મળી શકશે નહિ એવા ભગવાનના વચન સાભળી નિરાશ થએલા નારદજીએ તે વાત ધરમશીને કહી ત્યારે ધરમશીએ કહ્યુ, મહારાજ, આપને આટલી બધી મારા માટે તસ્દી લેવાની જરૂર નહોતી પ્રભુ ઇચ્છાને માથે ચઢાવી આનદમા રહેવુ એ આપણો ધર્મ છે

એ વાત સાભળી નારદજી તેને આશીર્વાદ દઇ વિદાય થયા અને વાણીઓ પ્રથમ મુજબજ સત સાધુની સેવા કરવા માડયો

એક વખત એક અવધુત વિદેહી સાધુ તે ગામમા ટેલ નાખતો ધરમશીના જોવામા આવ્યો તે એવુ બોલતો હતો કે " એક રોટી દેવે ઉનકો એક લડકા ઔર બે રોટી દેવે ઉસકો બે લડકા ' આ વખતે બે વરસથી ભયકર દુકાળ હોવાથી ગામની વસ્તી બહુ ઓછી થઇ ગઈ હતી ધરમશીએ તે વિદેહી સાધુને પોતાને ઘેર લઇ જઈ જમાડી તૃપ્ત કર્યો તેણે તે વાણીઆને આશીશ દીધી કે તારે ત્રણ પુત્ર થજો

બે માસ પછી તે વાણીઆની સ્ત્રી સગર્ભા થઇ તેને પુરા માસ થયા એટલે એક પુત્ર જન્મ્યો ત્યારપછી કેટલીક મુદ્દતે એક પછી એક બીજા બે પુત્ર થયા ત્યારપછી કેટલાક દિવસે નારદજીએ ફરતા ફરતા તે વાણીઆના ત્રણ પુત્ર જોઇ આશ્ચર્ય પામી ભગવાન પાસે જઇ કહ્યુ, કે મહારાજ, ધરમશી વાણીઆને સાત ભવ સુધી

પુત્ર ન હોવાનું આપે કહેલુ છતા તેને તો ત્રણ પુત્ર થયા છે એ શી રીતે છે, તેની શકા મટાડો ભગવાન બહુ વિચારમા પડયા પણ પછી તે પુત્રો શી રીતે થયા તે જાણી લઈ નારદજીને કહ્યું, કે, મારૂ પેટ બહુ દુખે છે, માટે જીવતા માણુસના કાળજાની માટી ૦ાા શેર લાવી આપો તો આરામ થાય એ સાભળી નારદજી જીવતા માણુસના કાળજાની માટી લેવા બહુ ઠેકાણે ભટક્યા, ત્યારે ઘણી મુદ્દતે પેલો વિદેહી સાધુ મળ્યો તેણે એકદમ પેટમા છરી મારી કાળજુ બહાર કાઢી તેમાથી અડધો શેર માસ કાપી આપી નારદજીને આપ્યુ તે લઇ કેટલીક મુદ્દતે ભગવાન પાસે આવ્યા, અને તેમને માસ આપ્યુ ભગવાને આટલી બધી ઢીલ થવાનું કારણુ પૂછતા નારદજીએ કહ્યુ, મહારાજ, એમા તો આપનાર મળે ત્યારે આવી શકાય.

**ભગવાન**—એવા નકાળજા અવધૂત વિદેહીના આપેલા ધરમશીના ત્રણ પુત્રો છે એ અવધૂત આપે ત્યા મારો ઇલાજ પહોચી શકે નહિ જેને પોતાના જીવનની કશી પરવા નથી, મારા માટે દેહ અર્પણ કરી બેઠા છે, તેમનુ વચન કેમ ફરી શકે ? મારા પોતાના કરતા મારા એ ભક્તોની સત્તા વધારે છે તેમનુ કહેવુ મારે કબુલ રાખવુ પડે છે મારા લખેલા લેખ ઉપર એવા મરજીવા ભક્તો મેખ મારે ત્યા મારો ઉપાય નથી શ્રી કૃષ્ણે કહેલુ છે કે—

માગ બાધ્યા મારા હરિજન છોડે, હરિજનના બાધ્યા મે નવ છૂટે,
કદીક હરિજન મુજને બાધે તો ફેર ઉત્તર નવ સુઝે રે
અર્જુન પ્રાણુ થકી મુજને હરિજન વહાલા.

વિષ્ણુના જય વિજય પોળીઆને સનકાદીકે આપેલો શાપ વિષ્ણુ ભગવાને પોળીઆઓએ અરજ કર્યા છતા માફ કર્યો નહોતો.

## વાર્તા ૧૪ મી–પલંગ પાથરનાર નોકર.

કોઇ એક રાજાના ચાકરે રાતે રાજાના પલગ પર મખમલની તળાઇ બિછાવી ઉપર ફૂલોની ચાદર પાથરીને ઉપર ઝીણો ઓછાડ આચ્છાદિત કર્યો સુગધીદાર અત્તર અને ગુલાબજળ છાટી પથારીને સુદર અને સુવાસિત બનાવી પછી મનમા વિચાર આવ્યો કે રાજા હમેશા આની પથારી પર સુવે છે, તેને કેવી લહેર આવતી હશે ? એમ વિચારી કોઇ આજુબાજુ નથી તે જોઈ પોતે પથારી પર સુતો તેવોજ દૈવયોગે ઉંઘ આવવાથી તે મુલાયમ પથારી પર ઉંઘી ગયો રાજા સુઈ રહેવા આવ્યો, ત્યારે ચાકરને સુતેલો જોઇ બેચાર સોટીના ફટકા લગાવ્યા તેવોજ ચાકર ઝબકીને જાગ્યો એકદમ ખાટલાથી ઉતરી રાજા તરફ જોઇ હસવા લાગ્યા રાજાએ અચબો પામી હસવાનુ કારણ પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ, બાપજી, હુ તો અમથો હસુ છુ, રાજાએ કહ્યુ, તારી કસુર માફ છે, પણ હસવાનુ ખરૂ કારણ કહી દે ચાકર બોલ્યો સાહેબ હુ પદર મિનિટ આ ખાટલા પર સુતો, તેટલામા મને ત્રણ ચાર ફટકા પડયા ત્યારે આપ હમેશા સુવો છો તો આપની કેટલી કમબખ્તી થતી હશે ? છતા તે કમબખ્તી સહન કરીને આપ રોજ આ ખુશબોદાર શય્યાનો મોહ છોડી શકતા નથી તો હું કે જેણે આવી કમબખ્તીની માહીતી મેળવી જ નથી, તે આ શય્યા પર ઉંઘુ તેમા ભયની શકા શાની હોય ? પણ આ તો અનુભવથી પાછળથી ખબર પડી જેથી મને હસવુ આવ્યુ, કે ઉપરની સુખમય જણાતી વસ્તુ અદરથી કેવી દુખમય હોય છે ?

ભાગ્ય આધીન પરાણે વૈભવ આવી મળે છે, તે ભોગવી લેવો પણ તે ઉપર મોહ કે ગર્વ રાખીએ તો ફટકા ખાવાજ પડે



# વાર્તા ૧૫ મી–પ્રભુ કરે તે સારા માટે.

એક વૃદ્ધ રાજાને તેટલીજ ઉમરના પોતાના ગામના એક પવિત્ર બ્રાહ્મણ સાથે મિત્રતા હતી રાજા ધર્મનીતિમા કુશલ હતો જ્યારે રાજાનો મૃત્યુસમય આવ્યો, ત્યારે પોતાના ઉમરલાયક જુવાન કુવરે પૂછ્યુ પિતાજી ? આપનો આત્મા કેમ કષ્ટાતો જણાય છે ? રાજા કહે છે, કે મને જમરાજા મીઠી નજરથી આવવાનુ કહે છે, પણ મારૂ દીલ એક વાત તમને કહેવા માટે લલચાય છે જેથી જીવ નીકળતો નથી કુવરે કહ્યુ પિતાજી ! મને જે કહેવાનુ હોય તે ફરમાવો

**રાજા**—મે જેવી રાજનીતિ ચલાવી છે તેવીજ નીતિ ચલાવજો અને કઈ ફેરફાર કરવા કે સલાહ લેવાની જરૂર પડે તો પેલા ઘરડા બ્રાહ્મણની સલાહ લીધા વિના આગળ પગલુ ભરશો નહિ

**કુંવર**—એટલુજ કે ! રાજાએ કહ્યુ હા, એટલુજ

**કુંવર**—હુ બરાબર આપનુ વચન પાળીશ રાજાએ વચન લીધુ એટલે પ્રાણ નીકળી ગયો

જુવાન રાજા ગાદી પર બેઠો ઘરડો બ્રાહ્મણ પોતાની જરૂર ઓછી પડવાથી કોઇકજ વખત કુવર પાસે જતો હતો, અને રાજાને આશીર્વાદ દઇ થોડીવાર બેસી ઘેર આવતો આ રાજ્યગાદીના બધા રાજાઓ માત્ર એકજ સ્ત્રી પરણુતા હતા તેનાથી તેઓને વશ રહેતો હતો તેઓ બત્રીસ લક્ષણા ગણાતા હતા

કેટલીક મુદ્દત વીત્યા બાદ એ જુવાન રાજાની રાણી મરણ પામી બીજી સ્ત્રી નહિ પરણવાના નિશ્ચયવાળો રાજા તથા તેના પ્રધાન વગેરેને બહુ દીલગીરી થઈ કેટલાક દિવસ પછી પેલો ઘરડો બ્રાહ્મણ રાજાને મળવા આવ્યો, ત્યારે રાજાએ પોતાની દિલગીરી જણાવી

બ્રાહ્મણે કહ્યુ પરમેશ્વરને ગમ્યુ તે સારૂ છે તેને ખોટું માનવા કે અફસોસ કરવા જેવુ કઈ નથી એ સાભળી રાજાને ધીરજન મળતા મનમા ખોટુ લાગ્યુ પણ પોતાના પિતાની મિત્રતાવાળો એ બ્રાહ્મણ હોવાથી તેને કઈ પણ જણાવ્યુ નહિ

એ વાતને બારેક મહિના થયા પછી એ રાજાનો એકનો એક દસ વર્ષનો કુવર મરણ પામ્યો આથી એ રાજાને તથા આખી પ્રજાને મહા ખેદ થયો છમાસ સુધી રાજા બેભાન રહ્યો ત્યાર પછી મન ઠેકાણે આવ્યુ બેભાન અવસ્થામા પેલો બ્રાહ્મણ રાજાને દિલાસો દેવા આવ્યો, પણ કઈ અસર થઇ નહિ મન ઠેકાણે આવ્યા પછી બ્રાહ્મણ રાજાની પાસે આવ્યો રાજાના પ્રધાને બ્રાહ્મણને કહ્યુ કે મહારાજ, પરમેશ્વરનો આવા પવિત્ર રાજા પર આવો પ્રકોપ થયો, તે સહન થઇ શકતો નથી

**બ્રાહ્મણ**—પરમેશ્વર જે કરે તે સારૂજ કરે છે તેમા ભૂલ કાઢવા જેવુ કાંઈ હોતુ નથી પરમાત્મા કઇ રીતે સારૂ કરશે તે પ્રથમ સમજાતુ નથી

બ્રાહ્મણના આવા વચનો રાજાના જ્ઞાન શૂન્ય દરબારીઓએ સાભળી કાગનો વાઘ બનાવી દીધો, અને રાજાને ભભેરીને બ્રાહ્મણને રાજદ્રોહી ઠરાવ્યો બ્રાહ્મણ ન જાણે તેમ તેને મારી નાખવાનો ઉપાય સુદ્ધા કર્યો

એ બ્રાહ્મણ હમેશા સવારમા વહેલો ચાર વાગે નદી પર નહાવા જતો હતો ત્યા નદીને કિનારે એ બ્રાહ્મણને મારી નાખવા રાજાએ હથિયારબંધ મારાઓને બેસાડયા હતા બ્રાહ્મણ સવારમા વહેલો ઉઠી રામચદ્ર, ગોવિંદ, ગોપાળ જપતો નદીએ નહાવા ચાલ્યો જતો હતો. એવામા બે પાડા દોડતા આવતા હતા, તેની અડફટમા આવી જવાથી

પડી ગયો, શરીરે વાગ્યુ, અને કોઇ માણુસ સાથે ઘેર ખબર પહોચતા ખાટલામા સુવારી તેના ઘરના માણસો ઘેર લઇ ગયા

રાજાના મોકલેલા મારાઓએ પહોરેક દિવસ ચઢતા સુધી નદીના કિનારે બેસી બ્રાહ્મણની રાહ જોઇ પણ તે ન આવવાથી અંતે પાછા જઈ રાજાને તે હકીકત નિવેદન કરી રાજાના માણસોએ બ્રાહ્મણની ખબર કઢાવી ત્યારે ઉપર મુજબ બ્રાહ્મણને નહાવા જતા પાડાએ વગાડ્યુ તેથી તે વણો માંદો અને ખાટલા શરણ છે, એમ જાણવામા આવ્યુ

બીજે દહાડે રાજા ચાહીને એ બ્રાહ્મણને નિરાત પૂછવા તેને ઘેર ગયો અને વાત કરતા કહ્યુ, મહારાજ, તમારા જેવા પવિત્ર માણસને પરમેશ્વરે પીડા દીધી તેથી મહાદુખ થતું હશે પ્રભુનો આ કેવો અન્યાય છે?

**બ્રાહ્મણ**—રાજાજી, પરમેશ્વરે મારા માટે બહુ આનદ કર્યો છે, તેને કશો દોષ નથી.

**રાજા**—નહાવુ, ધોવુ કે સેવા પૂજા કશુ ન બની શકે તે આનદ કહેવાય કે?

**બ્રાહ્મણ**—હુ જીવતો રહ્યો માટે એ પ્રભુનો પાડ માનુ છુ કોણ જાણે તે દહાડે મારૂ મોત લખ્યુ હશે, અને આટલાથીજ પત્યુ હશે તો?

રાજા એ સાભળી બ્રાહ્મણને દેવ અશ ગણી મનમા પસ્તાવા લાગ્યો પણ તેને દિલાસો દઇ પોતાને ઘેર ગયા પછી વિચાર કર્યો, કે બ્રાહ્મણને તો પરમેશ્વરે કર્યું તે સારૂજ ગણાય પણ મારા માટે બ્રાહ્મણે કહ્યુ હતુ કે પરમેશ્વરે સારૂજ કર્યુ છે તે સમજવામા આવતુ નથી.

કેટલાક મહીના વીત્યા બાદ દિલ્હીના બાદશાહના સવારો એ રાજાને બોલાવી જવા આવ્યા શા કારણેથી મને તેડાવ્યો હશે તે સમજી શકાયુ નહિ રાજાએ પેલા વૃદ્ધ બ્રાહ્મણને બોલાવી આ વાત કહી. બ્રાહ્મણે મુહૂર્ત જોઇ આપ્યુ, અને બ્રાહ્મણને લઇને રાજા દિલ્હી ગયો દિલ્હી પહોચતાજ જણાયુ કે પાદશાહે એક મોટુ સરોવર ખોદાવ્યુ છે તેમા પાણી બીલકુલ ટેરતુ નથી, પણ તરત સુકાઇ જાય છે તેમા પાણી રહે એટલા ખાતર બત્રીસ લક્ષણા કોઇ રાજાનુ રૂધીર ને જમીનપર પડવા દેવુ જોઇએ તે માટે આ બત્રીસા પુરૂષનો આ તળાવમા વધ કરવાનો છે

બે ચાર દિવસ વીત્યા પછી તળાવની અદર રાજાને લાવવામા આવ્યો મુસલમાન મુ'લા સૈયદ વગેરે એ રાજાને કહ્યુ, તમે તમારા ધર્મને સભારી લો આ ઠેકાણે તમારા જેવા બત્રીસલક્ષણા પુરુષનો વધ કરી એ રક્ત વડે ભૂમિને તૃપ્ત કરવાની છે

**રાજા**—બત્રીસલક્ષણો પુરુષ કોને કહેવો ?

**સૈયદો**—જે રાજા એકજ સ્ત્રી પરણી પોતાનો વશ રાખે છે, તેને.

**રાજા**—મારે સ્ત્રી અને પુત્ર મરી જવાથી હુ બીજી પરણ્યો છુ અને મારી પાછળ પુત્ર નથી કહો વારૂ, હુ તમારે શા કામનો છુ ? સૈયદોએ આ વાત પાદશાહને કાને એકદમ નાખી, અને રાજાને રજા આપી તેનો વધ કરવાનો વિચાર માંડી વાળ્યો

બ્રાહ્મણે રાજાને રસ્તામા કહ્યુ, કે રાજા ! પરમેશ્વરે તારા માટે જે આગળ કર્યું હતુ તે શુ ખોટુ ?

**રાજા**—કઈ ખોટુ નથી મહારાજ પ્રભુએ સારૂજ કરેલુ હતુ, ને હુ મૂર્ખ હવેજ સમજ્યો છુ આ વખતે એ રાણી અને કુવર હયાત હોત તો મ્લેચ્છને હાથે કુમોતે મોતે મારૂ મરણ થાત

---

# વાર્તા ૧૬ મી–હુ દને સલામ.

ગભીરસિહ નામે મોટા દિલનો રાજા હતો તે પચાશી વર્ષની ઉમરે પહોચી મરણ પામ્યો તેણે પોતાની પ્રજાને પેટના છોરૂ બરાબર ગણી હતી ખેડુતો અને અભણ ભોળા માણસો માટે એ રાજાની સહનશીળતા બહુ વખાણુવા જેવી હતી

એ રાજા મરણ પામ્યા પછી તેનો કુવર હિમતસિહ પાત્રીસ વર્ષની ઉમરે ગાદીએ બેઠો ગામની પ્રજા અને ગામડાના લોકો નવા રાજાને શ્રીફળ રૂપીઓ લઇ મળવા આવતા હતા રાજાનો તાલુકો પાઘડી પને બહુ લાબો હોવાથી છેવટનુ ગામ રાજધાનીથી વીસ ગાઉ છેટે હતુ, ત્યાનો એક પટેલ કોઇ વખત દરબારમા નહિ આવેલો ને પહેલ વહેલો નવા રાજાને મળવા આવ્યો કોઈ વખત રાજસભા નહિ જોએલી એવો ભોળો પટેલ ત્યા દરબારી ઠાઠ જોઇને ગભરાએલા જેવો થઇ જતા દેશના રિવાજ મુજબ નમન કર્યા વિનાજ બેઠો દરબારીઓએ તેનો અવિવેક ગણી રાજાની સમતિથી તેને કેદખાનામા સિપાઇના પહેરામા સોપ્યો કેટલાક દહાડા વીત્યા બાદ તેના ભાઇને ખબર પડવાથી તે પણ રાજધાનીમા ભાઇની ખબર લેવા આવ્યો ખરેખર કહ્યુ છે કે

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे स्मशाने च यस्तिष्ठति स बांधव ॥

તે કણબીને પૂછપરછ કરતા જણાયુ કે રાજાને સલામ કરવી ભૂલી જવાથી તેના ભાઇની એ દશા થઈ છે પછી તે દરબાર પાસે ગયો ને કહેવા લાગ્યો, કે 'બાપજી અમે વગડાના વનારૂ સલામ કરવી ભૂલી જઇએ, તે માટે કેદકરવાનુ કોય દિ સાભળ્યુ નથી માટે

ભાઇ હમજણુ વનાનો તે સલામ ન કરી બાપજી, આપને સલામ, અને તમારી દુદને સલામ સલામ કરવાથી હારૂ થતુ હોય તો મારી બેવડી સલામ છે પણ ભાઈસાબ મારાભાઇને રજા આપો રાજા એ તેને પણ તેના ભાઇ જોડે સિપાઈના પહેરામા બેસાડયો આ પછી કેટલાક દિન વીતતા તેમનો ત્રીજો ભાઈ ખબર લેવા ગજધાની મા આવ્યો તેણે આગળના બને ભાઇઓના ગુનાની વાત સાભળી પછી રાજા પાસે જઇ કહ્યું, 'બાપજી અમે જગલના પશુ રાજના રવાજમા ન હમજીએ, બાપજીને સલામ હોય, દુદમા શુ ઉંબાડી? મેલવુ હતુ? દુદને સલામ કરવામા શુ લાભ?' રાજાએ ચીડાઇ જઇ તેને પણ સિપાઇના પહેરામા બેસાડયો

કેટલાક દહાડા વીત્યા પછી ઉપરના ત્રણે ભાઇઓનો કોઈ નગો તેમની ખબર લેવા આવ્યો તેઓની વાત સાભળી જોતા જણાયુ કે રાજા કોઈ ઉપાયે એ ત્રણ જણને છોડશે નહિ, અને હુ કહેવા જઇશ, તો મારી પણ આની દશા થશે તેથી પાસે ન જતા રજા મેળવી રાજાની પટરાણી પાસે ગયો પટરાણી પાસે ત્રણેને કેદ કર્યાની બધી બાબત કારણ સાથે કહી તે તમામ રાણીએ સાભળી લીધી, અને તેમને છોડવવાની આશા આપી ધીરો પાડયો ને બીજી વાતો પૂછી

**રાણી**—પટેલ, તમારા ગામમા આ સાલ પાક કેવો થયો છે?

**પટેલ**—પ્રભુની દયાથી પાકતો ઘણોય હતો, પણ ઉદરો બહુ થવાથી રહેવા દે એવુ લાગતુ નથી

**રાણી**—એવા કેટલાક ઉદરો હશે કે આખા ગામનો તમામ પાક ખાઇ જાય?

**પટેલ**—શી ઉદરોની વાત કહું જાણે કે મારી નીચે એક દર,

તો આપની નીચે બે દર એટલે આખા ખેતરોમા બધે ઉંદરોના દર સિવાય કશુ જણાતુ નથી

પટરાણીએ વિચાર્યું, કે આ ચારે કણબીઓની બોલવાની રૂઢિ કેળવણીના અભાવે કઢંગી અને અસભ્ય છે પણ દિલમા પાપ નથી. ગજના સોનાના ઝાડ અને ગજના ખજાના ભરનાર એજ ખેડુતો છે તો તેમની આવી બાબતો જતી કરવી જોઇએ

પછી ખેડુતોને પોતાની પાસે બોલાવી તેમના બાળકોને કેળવણી લેવાની સલાહ આપી રાજાની સલાહથી તેમને રજા અપાવી

કહેવત છે કે "૧૦૦ કવિ જેવો એક અનુભવી" અનુભવ વગર બુદ્ધિ નકામી છે કહ્યુ છે કે—

વૈદ્ય સચિવ ગુરૂ ત્રૈણ એ પ્રિય બોલત ભય આશ,
રાજ ધરમ તનુ તીનકો વેગે હોત વિનાશ,

---

## વાર્તા ૨૭ મી–'શૂળીનું મોત શૂળથી સર્યું.'

એક મોટા નગરમા એક જુવાન વાણીઆને તેનાજ જેવડા બ્રાહ્મણ જોડે બાળપણાથી બહુ મિત્રાચારી હતી વાણીઓ પૈસાદાર હતો બ્રાહ્મણ ગામડામા શિવપૂજા કરી વસ્તીમા ભિક્ષાવૃત્તિ કરી ગુજરાન ચલાવતો હતો

એક દહાડો વાણીઆના મનમા આવ્યુ, કે આજે મારા ભાઇબંધ બ્રાહ્મણને સાથે લઇ વેગ્યાને ઘેર જાઉ એમ વિચારી પોતાના ઘેરથી નીકળ્યો થોડે દૂર જતા એક પરદેશી વેપારી સામો મળ્યો તેની જોડે વાતચીત કરતા જણાયુ કે તે પરદેશીને એક હજાર ખાદી ક ખરીદવાનુ છે ર વાણીઆના ઘરમા પુષ્કળ હતું તેથી તેણે એ

વેપારી સાથે ભાવ નક્કી કર્યો તેમા દરબાડીએ રૂપીઆ વીસનો તેને ચોકખો નફો હતો વેપારીએ રૂનુ સાટુ નક્કી કરવા તેને આગ્રહ કર્યો પણ વેશ્યાને ઘેર જવાની ધમાલમા તેણે કહ્યુ, 'તમે આપણે ઘેર જાઓ હુ જરા કામે જાઉં છુ ત્યાથી પાછો આવીને સાટુ નક્કી કરીશ એમ કહી વેપારીને પોતાને ઘેર પહોચડાવવા કોઇ માણસને ભલામણ કરી પોતે વેશ્યાને ઘેર જવા આગળ ચાલ્યો એવામા તેનો ભાઇબધ બ્રાહ્મણ મળ્યો, તેને વેશ્યાને ઘેર આવવા આગ્રહ કર્યો પણ તે ત્યા ન જતા ઠાકોરજીના મદિરમા કથા વંચાતી હતી ત્યા જવા નીકળેલો માટે ત્યા ગયો વાણીઆને વેશ્યાને ત્યા ન જવા કહ્યુ, પણ તે કામાધે માન્યુ નહિ

રાતના દસ વાગે મદિરમા કથા વચાઇ રહેતા પેલો બ્રાહ્મણ મદિરની બહાર નીકળી પગ મૂકે છે, તેવોજ બાવળનો નવી શૂળનો કાટો પગમા બેસી ગયો તે કોઇ રીતે નીકળી શક્યો નહિ છેવટે હજામને બોલાવતા તેણે ચીપીઆ વડે મહા મહેનતે ખેચીને શૂળ કાઢી બહુ લોહી નીકળ્યુ, અને વેદના થવાથી ઘેર પહોચવુ મુશ્કેલ થઈ પડયુ કોઇની પાસેથી લાકડી માગી ખોડગતો ખોડગતો રસ્તે ચાલવા માડયો થોડેક ગયો એટલે તેનો મિત્ર વાણીઓ સામો મળ્યો તેણે બ્રાહ્મણને લાકડીના ટેકાથી ઘણી મુશ્કેલીએ આવતો જોઈ મશ્કરીમા કહ્યુ, કે ઠાકોરજીના મદિરમા કથા સાભળનાર ખરા ભકતની આ દશા!'

જો મારૂ કહ્યુ માની મારા સાથે વેશ્યાને ઘેર આવ્યા હોત તો મને આ સોનાની મહોર રૂા ૧૫) ની કિંમતની જડી, તેમાથી હુ તને અડધ ભાગ આપત

બ્રાહ્મણને શૂળની વેદના સાથે વાણીઆના કટાક્ષ વચનો ભાલા

જોવા લાગ્યા કશુ બોલ્યા વગર તે પોતાને ઘેર ગયો

વાણીઓ સોના મહોર જડવાથી મનમા મલકાતો પેલા વેપારીને એક હજાર ખાડી રૂ આપીને વીસ હજાર રૂપીઆનો ચોકખો લાભ લેવાના વિચારમા ઉતાવળો ઘેર આવ્યો પણ તે પોતાને ઘેર પહોચ્યા પહેલા ટપાલ આવી જવાથી દેશાવરના કાગળોમા રૂ નો ભાવ તુટી ગયાની અફવાઇ પેલા વેપારીના જાણવામા આવતા તેણે પ્રથમ વાણીઆ પાસે જે ભાવે રૂ લેવા કબુલ થતો હતો તે માડી વાળ્યુ આથી વાણીઆને મળવાનો રૂપીઆ વીસહજારનો નફો બ ધ રહ્યો

વાણીઓ જે વેશ્યાને ઘેર ગએલો તેના પાડોશી એક કાછીઆને તેજ રાત્રે કોઇએ જીવથી મારી નાખેલ હતો કોઇ પરખી કાઢે નહિ, માટે તે મારનારે પોતાના પગમા જોડા કે જે પેલા બ્રાહ્મણના ચોરી લીધેલા હતા, તે તેને ઘેર ગતમા નાખી દીધા અને ખુની પોતાને ઘેર જઇને સુઈ રહ્યો સવારમા વહેલી તે મરનારની સ્ત્રી જાગી તો પોતાના પતિને કોઇએ મારી નાખ્યાની વાત જાણી પોકાર કરવા લાગી એવામા ચોકીઆત જાગી ઉઠયા, અને તેના ઘરમા કોઇને જવા ન દેતા પગીને બોલાવી પગ તપાસ્યો, તો એ બ્રાહ્મણનો માલમ પડયો અને જોડા પણ બ્રાહ્મણને ઘેરથી મળી આવ્યા, તેથી બ્રાહ્મણને શૂળી મળશે, એમ જોનારના મનમા નક્કી થયુ પણ બ્રાહ્મણના જોડા પ દર દહાડાથી કોઇ ચોરી ગએલો તથા જોડા વગર બ્રાહ્મણને એજ રીતે શૂળની કપરી વેદના ઉત્પન્ન થઇ હતી, વળી તેજ રાત્રે બ્રાહ્મણના ઘરમા તેના ખોવાએલ જોડા કોઈ નાખી ગયો હતો તે વાત જગ જાહેર હોવાથી તેના શૂળી મળવાના આરોપથી તે બચી ગયો હતો

ફોજદારે બ્રાહ્મણને ઘેરથી જોડા કબજે કર્યાં અને કહ્યુ કે ગઇ રાતે આ જોડા પહેરીને તમે વેશ્યાવાડમા એક કાછીઆનુ ખુન કર્યું

છે. માટે કોર્ટ બોલાવે તે વખતે હાજર થવા જામીન આપો. બ્રાહ્મણે જામીન આપ્યા ચીફ કાન્સ્ટેબલ સાહેબ રજા પરથી ઘેર આવતા સુધી કામ મુલતવી રહેતા છાની બાતમી ચાલી.

બ્રાહ્મણના મનમા વિચાર થયો કે ઠાકોરજીને મ દિર જઇ પ્રેમથી હરિકથા સાભળી, અને વાણીઆની લાલચથી વેશ્યાને ઘેર ન ગયો. તેના ફળ શૂળ વાગવાના અને બે માસ સુધી ખાટલે પડી રહેવાના હોય નહિ તેમ વાણીઓ મ દિરે ન આવતા વેશ્યાને ઘેર ગયો, તેને સોના મહોર મળી એ બહુ નવાઇ જેવુ કહેવાય

કેટલાક દિવસે કોઇ સારો માણસ તેને મળ્યો તેને પ્રશ્ન કર્યો, કે મારા ભાઇબંધના કહેવાથી હુ વેશ્યાને ઘેર ન જતા ઠાકોરજીના મ દિરમા થતી હરિકથા પ્રેમથી સાભળવા ગયો, ત્યાથી આટલી પીડા મળી, અને વાણીઓ મારા કહેવાથી મ દિરે ન આવતા વેશ્યાને ઘેર ગયો તેને સોના મહોર મળી આનુ શુ કારણ ?

પેલા સારા માણસે કહ્યુ કે ભાઈ કળિયુગમા "કસાઇને ઘેર કુશળ રહે છે, અને મતીઆ પિલાય છે" આ જવાબ બ્રાહ્મણને સમાધાનકારક થયો નહિ થોડાક દહાડા પછી બીજો કોઈ હરિ ભક્ત મળ્યો, તેને ઉપરનો પ્રશ્ન પૃછતા જવાબ મળ્યો કે "ભાગ્ય-શાળીને ભૂત રળે, અને દુબળી વાડે છિડા પડે ' દુનિયાનો નિયમ આવો છે આ ખુલાસાથી પણ બ્રાહ્મણના મનની શકા દૂર થઈ નહિ કેટલાક દહાડા પછી ત્રીજો સાધારણ માણસ મળ્યો તેને પણ સવાલ પૃછતા જવાબ આપ્યો કે "તમારે ભાગ્યશાળીના કહેવાથી વેશ્યાને ઘેર જવુ જોઇતુ હતુ, છતા ન ગયા તેથી તમને શિક્ષા થઇ છે" કેટલાક દહાડા પછી ચોથો માણસ મળ્યો તેને ઉપરનો ખુલાસો પૃછતા જવાબ મળ્યો કે "મ દિરમા જઇને તમે સ્થિર

ચિત્તે કથા સાભળી કે માળા ફેરવી નહિ હોય તેથી તમને પાપ લાગવાથી આ દશા થઈ છે ” આ ખુલાસો પણ બ્રાહ્મણને ગળે ઉતર્યો નહિ.

ત્યાર પછી બ્રાહ્મણે સાજો થઈ ભિક્ષા માગવા ગામડે જવા માડ્યુ રસ્તામા એક ઝાડ નીચે કોઈ જ્ઞાની પુરુષ બેઠેલો જોઈ તેની પાસે ગયો તેને નમન કરી પોતાનો ઉપરનોજ ખુલાસો નમનતાઈથી પૂછ્યો સિદ્ધ પુરુષે થોડીવાર આખો બધ રાખી પછી જવાબ આપ્યો કે, વેશ્યાને ઘેર તમે ગયા હોત તો તમને બીજે દહાડે ખૂનના આરોપથી શૂળીની શિક્ષા થવાની હતી તેને બદલે હરિકથામા જવાથી શૂળથીજ પત્યુ છે વાણીઓ જો વેશ્યાને ઘેર ન ગયો હોત તો તેને એક સામટા વીસ હજાર રૂપીઆ રૂના વેપારમા મળવાના હતા પણ હવે તો ઉલટા ત્રીસ હજાર ખોટ જશે એટલે બિચારાને ઘણું નુકસાન થયુ છે આ ખુલાસો સાભળી બ્રાહ્મણ સિદ્ધ પુરુષના પગમા પડી નમી પડ્યો. તેના મનની સર્વ ભ્રાન્તિ દૂર થઇ ગઇ

ઉપલક દેખાવમા આવતા સુખ કે દુ ખને દીર્ઘ દ્રષ્ટિવાળા જ્ઞાની માણસો સાચુ ન માનતા તેના પરિણામનો લાબો વિચાર કરે છે.



## વાર્તા ૧૮ મી. કૃતઘ્નીનું હાડકું.

પૂર્વ જન્મોની ઘણી નબળી કરણીવાળો જીવાત્મા મનુષ્ય દેહ રૂપે જન્મ પામ્યો જન્મ થતા તેના માતા પિતાને મહાકષ્ટ હેવા લાગ્યો તેની બાઇડી, છોકરા, છોડીઓ, તેના ભાઈ, સગા વહાલા એ કોઇને તેના તરફનો લેશ માત્ર સંતોષ નહોતો વાર તહેવારે કે ટાણા અવસરે કોઇને એનુ ચાલે તો સારૂ ખાવા કે ઓઢવા પહેરવા

દેતો નહિ પાડોશી સાથે સહજ વાતમા વિરોધ કરીને ઝગડતો જગતમા કોઇને તે વિશ્વાસપાત્ર કે વહાલો ગણાતો નહોતો કોઇએ તેનો નાનો સરખો પણ બગાડ કર્યો હોય તો તેને મોટુ રૂપ આપીને જાણી જોઇને તેને મોટુ નુકસાન કર્યા વિના રહેતો નહિ

એ કૃતઘ્ની જીવતો હતો ત્યા સુધીજ બધાને પીડા રૂપ હતો એટલુજ નહિ, પણ મરી ગયા પછી પણ એના પરાક્રમો મશહુર હતા તે મરણ પામ્યો ત્યારે તેના શબને ઉપાડનાર ચાર જણને રસ્તામા બહુ પીડા ભોગવવી પડી એકને ઓચિતી શૂળ લાગી, બીજાને પેટમા દુખવા આવ્યુ ત્રીજાને ચક્કર આવવાથી તે પડી ગયો, અને ચોથાને ઓકારી આવવા માંડી. તેથી રસ્તામા બધા ડાઘુઓને રોકાવુ પડયુ જ્યારે મુડદાને લઈ સ્મશાને પહોચ્યા કે ઓચિતો બહુ પવન છૂટતા વરસાદ આવવા માડયો તમામ ડાઘુઓ ટાઢથી થરથર ધ્રૂજવા લાગ્યા આ ઉપાધિ સાથે શબને બાળીને મહામુશીબતે સ્નાન કરી ઘેર આવતા, શરદીથી કેટલાક રસ્તામાથીજ માદા થયા

બાળતી વખત વરસાદ, પવન અને ટાઢની ઉપાધિમા કૃતઘ્નીના શરીરનો અંગુઠાનો થોડો ભાગ બળી કપાઈ છુટો પડી ગયો એ અર્ધદગ્ધ હાડકુ ઠરી જતા એક કાગડો ચાચમા લઈ ઉડયા તેની પાછળ બાજ પડયો બાજની ઝડપથી કાગડાની ચાચમાનુ હાડકુ તળાવ કિનારે ઉભેલા પીપળાના વૃક્ષ પર પડયુ

જે ગામમા આ કૃતઘ્ની રહેતો હતો ત્યા થોડા દહાડાથી એક સત મહાત્મા આવીને ધર્મશાળામા ઉતર્યા હતા તેમની પાસે દિવસના વખતે ગામની કેટલીક ભાવિક સ્ત્રીઓ જ્ઞાનોપદેશ સાભળવા જતી હતી મહાત્મા એક કલાક તેમને શાસ્ત્રશ્રવણ કરાવતા હતા રાત્રે કેટલાક મરદો જતા હતા તેઓનો આગ્રહ જાણી તેમને પણ

એક કલાક ઉપદેશ આપતા હતા પાસે તુબડુ, ચીપીઓ, ભિક્ષાનુ પાત્ર, કફની, કાબળી ને લગોટી રાખતા હતા એક નાની ઝોળીમા ભભુતી રાખતા હતા અને ભિક્ષાનુ પાત્ર મૂકતા હતા.

એ મહાત્મા ગામના તળાવે પીપળાના ઝાડ પાસે હમેશા એકાત કિનારે નહાવા જતા હતા કેટલાક દીવસો સુધી પીપળો લીલો અને સુદર હતો ત્યાર પછી અકારણે તેના પાદડા કરમાઇને નીચે પડવા માડયા તે જોઈ મહાત્મા આશ્ચર્ય પામ્યા અને તેમણે કલ્પના કરી કે કોઈ ઘણી નીચ વસ્તુના સહવાસથી વૃક્ષની આ દશા થઇ હશે તપાસ કરતા માલમ પડયુ કે તેના થડ પર કૃતઘ્નીનુ હાડકુ પડેલુ છે આ કૃતઘ્ની વિષે મહાત્માએ બહુ સાભળ્યુ હતુ તેથી તેઓને આ કૃતઘ્નીનુ હાડકુ છે, એવી કલ્પના કરતા વિલબ થયો નહિ મહાત્માએ એ હાડકુ વાટીને તેની ઝીણી ભુકી બનાવી તેનુ પડીકુ બાધી પોતાના મૃગચર્મ નીચે મૂકી રાખ્યુ કેટલાક દિવસ વીતી ગયા એક દિવસ મહાત્મા તળાવે નહાવા ગયા હતા અને જ્ઞાનોપદેશ સાભળવાની જિજ્ઞાસુબાઇઓ-ધર્મશાળામા તેમના આસન પાસે આવી બેઠી તેઓના મનમા વિચાર થયો, કે મહાત્માના મૃગચર્મ નીચેથી અને આસપાસથી કચરો કાઢી નાખીએ સાવરણી લઈ કચરો કાઢી નાખીએ સાવરણી લઇ કચરો કાઢવા જતા મહાત્માના મૃગચર્મ નીચે કાગળનુ પડીકુ મળી આવ્યુ બાઇઓએ તે પડીકુ ખોલી જોતા અદર ધોળી ભુકી માલમ પડી બે વિધવા બાઇઓએ તે ભુકી સુઘી જોઇ પણ શી ચીજ છે તે માલમ પડયુ નહિ આથી બે કુવારી બાઇઓએ તે ભુકીમાથી થોડી લઇ જીભ ઉપર મૂકતા બે સ્વાદ લાગવાથી થુકી દીધી કચરો વળાઈ રહ્યા પછી પડીકુ જેમ હતુ તેમ મૂકી દીધુ

વાચનાર જોશે કે એ પઠીકામા મહાદુરાત્મા કૃતઘ્નીના હાડકાની બારીક ભૂકી હતી. તેના સત્સગથી મહાત્મા અને ચારે ભાવિક બાઇઓની કેવી સ્થિતિ થશે, તે જુઓ

કેટલાક દિવસો વીત્યા પછી પઠીકામાની ભુકી સુઘનાર તથા ચાખનાર, ચારે બાઇઓ (બે વિધવા અને બે કુવારી) ગર્ભવતી જણાઈ તેવી વાત તેમના વાલી વારસોના જાણવામા આવતા મહાત્મા ઉપર બદફેલ કર્યાનો શક પ્રસિદ્ધ થયો મહાત્મા ખેદ સાથે વિચારમા પડયા કેટલીકવારે તેમને યાદ આવ્યુ કે આ બાઇઓએ મારા મૃગચર્મ નીચેના પઠીકા અદરની ભુકીનો સસર્ગ કરેલો હોવો જોઇએ પછી ચારે નિર્દોષ બાઇઓના વાલીઓ સાભળતા તે બાઇઓને એકાતમા પૂછ્યુ, કે બહેનો, તમે મારા મૃગચર્મ નીચેનુ કાગળનુ પઠીકુ ઉઘાડી જોયુ છે ? ચારે જણીઓએ જવાબ દીધો કે 'હા, બાપજી બે જણીઓએ નાકે સુઘી જોયુ, અને બે જણીએ જીભપર મૂકી જોઇ થુકી દીધુ છે '

આ સાભળી મહાત્માએ ખુલાસો કર્યો, કે તમારા ગામનો કૃતઘ્ની પાચ માસ ઉપર મરી ગયો છે, ને પ્રેત થયો છે તેનુ અર્ધદગ્ધ હાડકુ કોઇ કારણથી તળાવ કાઠે પીપળા પર પડતા તે પીપળો સુકાઇ ગયો અને તે કારણ જડવાથી શોધીને હાકડુ કબજે કર્યું, તથા બીજા કોઇને નુકસાન કરે માટે વાટી ભૂકો કરી મારા મૃગચર્મ નીચે રાખેલુ હતુ તો પણ એ દુરાત્માના હાડકાના સસર્ગથી મારા ઉપર આવી આફત આવી તેમજ પવિત્ર બાઇઓ પર કલક ચઢ્યુ

મહાત્માજી ગામ છોડી જવા લાગ્યા, ત્યારે બાઇઓએ તથા તેમના વાલીઓએ આજીજી કરી એક માસ વધારે રોકાવાનુ કહ્યુ

મહાત્માએ સાત દિવસ આહાર પાણી લીધા વગર યોગબળથી સમાધિ ચઢાવી સમાધિ છૂટયા બાદ પ્રયોગ કરી ચારે બાઈઓના પેટમાથી નાકદ્વારા નથા ઉલટીદ્વારા એ દુરાત્માના અશના કડડા કઢાવી તેમને શાતિ પમાડી

તુલસીદાસે કહ્યુ છે કે,

પશુ ધડતા નર વડયો, વિસર્યોં શીગ ને પૂછ,
તુલસી એસે મનુષકી, ધીક દાઢી ધીક મૂછ

---

**येषांन विद्या न तपो न दानं । ज्ञानं न शीलं न गुणो न धर्मः ॥**
**ते मृत्यु लोके भुविभार भूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १ ॥**

---

## વાર્તા ૧૯ મી-ટીડો જોશી.

એક ગામમા ભાનુગમ નામે બ્રાહ્મણ રહેતો હતો, તે જ્યો-તિષવિદ્યા,-સ્વરોદય, અને સામુદ્રિકજ્ઞાનમા સારી પ્રખ્યાતિ પામેલો હતો પચાસ વર્ષની પુખ્ત ઉમરે તેને એક પુત્ર સાપડયો તેનુ નામ લાડમા ટીડો પાડયુ હતુ પાછલી વયમા જન્મેલો એકનો એક દિકરો એટલે લાડમા ને લાડમા દશ વર્ષનો થયો, તે પછી ભણવા બેસા-ડયો પાચ ) વર્ષ સુધી થોડુ ઘણુ ભણ્યો, એવામા તેના પિતા મરણ પામવાથી યજમાનોને સમજાવવાની, અને ઘરકામની ચિતા માથે આવી પડી હતી ભણવાનુ બધ કર્યું, પણ બાપની શાખને લીધે પોતે પણ જોશી ગણાવા લાગ્યા પદર વર્ષની ઉમરેજ તેમના લગ્ન તેર વર્ષની કન્યા સાથે પાસેના ગામમા થયા હતા ટીડો જોશી થોડું ભણેલા છતા વાચાળ હતા હિમતમા તથા અવલોકન કરનાર એકા હતા.

વીસ વર્ષની ઉમરે એક વખત ટીડો જોશી પોતાને સાસરે ગયા તેમનો સસરો પણ જોશીપણુ, યજમાનવૃત્તિ અને કથા વાર્તા વાચવાનું કામ કરતો હતો ટીડો બપોરના બાર વાગતા સાસરે પહોચ્યા સારો સત્કાર થયો સસરો ઘેર નહોતા તેથી પાથરી આપેલા ખાટલા પર જોશીજી બિરાજ્યા, અને સાસુ નહાઇને રસોઇ કરવા બેઠા ટીડા જોશીએ રોટલાના તવા ઉપર નખાતા થતા અવાજ ઉપરથી બહાર બેઠા બેઠા પણ કેટલા રોટલા થયા છે તે યાદ રાખ્યા પછી તેમનો સસરો બહારથી આવતા બનેએ ભેટીને પરસ્પર સુખ સમાચાર પૂછ્યા ત્યારપછી પાડોશના કેટલાક માણસો તથા યજમાન લોકો પણ ઘણે દિવસે જમાઇને આવેલા જાણી એકઠા થયા

ટીડાએ પોતાના સસરાને ગમતમા પૂછ્યુ, કે 'ઘરમા કેટલા રોટલા થયા હશે તે તમારા જ્યોતિષજ્ઞાનથી કહો જોઈએ' તેમના સસરાએ તેનો ખુલાસો કરવાનુ ટીડા જોશીનેજ કહ્યુ આથી ટીડાએ કહ્યુ, કે આઠ રોટલા ઉતર્યા છે, નવમો તવા ઉપર સીજે છે, ને દસમો ઘડાય છે તપાસ કરી જુઓ તેના સસરાએ તપાસ કરાવી તો બરાબર એજ પ્રમાણે માલમ પડયુ એકઠા મળેલા યજમાનને જમાઇ જ્યોતિષમા કુશળ માલમ પડયા પછી તેમાના એકાદે ટીડા જોશીને પ્રશ્ન કર્યો કે 'મહારાજ, મારૂ ત્રણ વર્ષનુ આખલુ પાચ દિવસથી ખોયુ છે, તે જડતુ નથી તો તે ક્યા હશે, અને ક્યારે મળશે તે મહેરબાની કરીને કહો'

**ટીડા જોશી**—આખલુ કેવુ હતુ ?

**યજમાન**—ભુરા રંગનુ, મુઠી જેટલા શીંગડા અને ડાબે પડખે એક ફાસનો આડો ડામ દીધેલુ નાથ મોરડા સાથે હતુ

ટીડા જોશીમા અવલોકન શકિત વધારે હતી અને આખલાને

ગામની પૂર્વ તરફની ભાગોળે ઉભેલુ જોયુ હતુ તેથી તેઓ જ્યોતિષ જોયાનો ડોળ કરી બોલ્યા કે " પૂર્વ તરફની ભાગોળે કોતરો છે, તેમા અત્યારના વખતે તપાસ કરી જુઓ તો મળશે "

પ્રશ્ન પૂછનાર યજમાને જોશીના કહેવા પ્રમાણે તપાસ કરી તો આખલુ બરાબર મળી આવ્યુ યજમાન બહુ રાજી થયો તેથી ટીડા જોશીને પગે શ્રીફળ રૂપીઓ મૂકી પ્રણામ કર્યા ટીડા જોશીની ખ્યાતિ આખા ગામમા ચાલી કેટલાક દિવસો ગયા પછી ગામના દરબારમા પણ ટીડા જોશીના વખાણ થવા માડયા દરબારમા રાણીનો સોનાનો હાર અકસ્માત ગુમ થયો હતો, તેથી ટીડા જોશીને બોલાવ્યા રાજાએ જોશીને પગે શ્રીફળ અને રૂપીઓ મૂકીને રાણીના હાર વિષે પ્રશ્ન પૂછ્યો

**ટીડા જોશી**—હાર ક્યારે ખોવાયો છે, અને કેટલી કિમતનો છે?

**રાજા**—એક મહીના ઉપર પાચ દિવસ થયા છે અને એ હાર ત્રણ હજાર રૂપીઆની કિમતનો છે

**ટીડા**—ખોયાને મુદ્દત વધારે થઈ છે અને રાજાનો હાર હોવાથી લેનાર તેનો પત્તો લાગવા દે નહિ તો પણ હુ વિચાર કરી ગણિત ગણી તમને સાત દિવસે જવાબ દઇશ

**રાજા**—ભલે મહારાજ, તમે દરરોજ આપણા દરબારમા જ રસોઈ બનાવી જમો તમારે રસોઇ કરવી તથા સુવા બેસવા તથા ગણિત ગણવા તમો કહો ત્યા જગા રાખીએ

**ટીડા જોશી**—સવારે તે બાબત નક્કી કરીશુ

એમ કહી ટીડા જોશી પોતાના સસરાને ઘેર પાછા આવ્યા બે દહાડા રાતદિવસ ગામમા ફરી નગરચર્ચા સાભળી લીધી. પછી

ચોથે દહાડે દરબારમા જઇ રાજાને કહ્યુ કે અમુક ઓરડામા મ્હારો ઉતારો રાખવો રાજાએ તે પ્રમાણે સગવડ કરી આપી

ટીડા જોશી રાતે ઘીનો અખડ દીવો બાળવા લાગ્યા તરેહ તરેહના ધૂપ કરવા લાગ્યા અને મત્ર પ્રયોગ કરતા હોય તેમ ઢોગ આદર્યો

રાત્રે સૂતા પણ ઉંઘ આવે નહિ મનમા ફીકર થતી કે હવે આબરૂ શી રીતે રહેશે છેવટ કોઈ જુઠુ ગપ્પ ભરાવીને નાસી જવુ, અથવા તો લાડુ ખાયા કરી છેવટે જે સૂઝે તે જવાબ દેવો એમ વિચાર કરતા હતા કોઇ વખત ઉંઘ ન આવતા નિસાસા સાથે એમ બોલતા હતા કે ' નિદરડી આવ ' અગ નિદરડી, એકવાર આવ ' આ રીતે ઉંઘ લાવવા વલોપાત કરતા હતા જોડેની ઓરડીમા રાજાની રાણીની માનીતી દાસી સૂતી હતી ટીડા જોશીને જોઈએ તે લાવી આપવા એને હુકમ થયો હતો અને હાર ખોવાયા પછી રાજાએ તેને ત્યાજ રહેવા હુકમ કર્યો હતો

ટીડો જોશી ઉપર પ્રમાણે નિદરડીને એકવાર આવવા માટે અરજ કરતા હતા તે દાસીના સાભળવામા આવતુ હતુ તે દાસીનુ નામ નિદરડી હતુ અને તેણીએજ રાણીનો હાર ચોરેલો હતો તેણે ધાર્યું કે ટીડો જોશી મહા જોરાવર છે, અને હાર ચોરનારને જરૂર ખોળી કાઢશે, એવી ખાત્રીથી રાજાએ તેને મહેલમા રાખ્યો છે તે મહાન જોશીએ જોતિષ બળે મારૂ નામ શોધી કાઢયુ છે, પણ હવે મને બોલાવીને હાર લેવા ઇચ્છે છે ' ચોરના પગ કાચા હોય ' એ ન્યાયે નિદરડીને પળે પળે ફિકર થતી હતી કે રખેને આ જોશી મારી ઓરડી કનેજ રહેવાનુ પસદ કરે છે, માટે મારૂ નામ રાજા પાસે પ્રકટ કરી શકે એવી શક્તિવાળો હોય ! આવા વિચાર કરતી

હતી ત્યા ટીડા જોશીનુ ઉપર મુજબનુ પોતાનુ નામ લેવાતુ વાકય સાભળ્યુ, ને હાજા ગગડી ગયા ટીડો જોશી મને પકડી શક્યા છે, ને બચવાનો ઉપાય તેની કૃપામા છે, એમ ધારી હાર લઇને નિંદરડી ટીડા જોશી પાસે આવી. છતા તે પાકી હતી તેણીએ થથરાટ ભર્યે ચહેરે પૂછ્યુ, મહારાજ આપ શા માટે મારૂ નામ પોકાર પોકાર કરો છો હુ તો સદા આપની સેવામા હાજર છુ મારૂ માથુ તમારે ખોળે છે ટીડો જોશી તેના ચહેરા અને બોલીમાના કપ પરથી સમજી ગયા કે આ પોતેજ હાર ચોરનારી છે તેથી તેને કહ્યુ, કે હાર લાવી આપ, નહિ તો સવારમા રાજાના હુકમે છુરે હાથે મરવુ પડશે હાલ જો તું હાર આપી દઇશ તો તે મારી સેવા ઉઠાવી છે, તે બદલામા હુ તારો વાકો વાળ નહિ થવા દઉં ટીડાના એવા વચન સાભળી નિંદરડીએ હાર આપી દીધો ટીડાએ તેની આજીજી ધ્યાનમા લઇ તેનુ નામ પ્રસિદ્ધ નહિ કરવા વચન આપ્યુ ઉપકાર માનતી નિંદરડી ચાલી ગઇ સવારમા ટીડો જોશી વહેલા ઉઠયા પોતાનુ નિસકર્મ કરી લઇ આઠ વાગે રાજા પાસે તેની કચેરીમા ગયા અને પોતાના ગજવામાથી હાર કાઢી રાજાની સન્મુખ મૂક્યો રાજા બહુ અચબો પામ્યા જોશીને મહા મૂલ્યવાન પોશાગ તથા પચીસ મહોરો ભેટડી શિરપાવમા આપી હાર કયાથી આવ્યો તેના પ્રશ્નમા ઉત્તર આપ્યો કે ‘ દેવીના અનુષ્ટાનથી આપો આપ મને મળી ગયો ક્યાથી મળ્યો તેનો જવાબ આપવા દેવીની મનાઇ છે ’ એ સાભળી રાજા ખુશ થયો દાસી નિર્દોષ ગણાઇ પછી નજર કેદથી છૂટી ટીડો જોશી પોતાના સસરાને ઘેર આવ્યા વળી નવા ફદામા ફસાઈ આબરૂ ન ગુમાવાય એમ ધારી ઝટપટ રસોઈ કરાવી લઈ પોતાની સ્ત્રીને સાથે તેડી ન જતા પાછળથી મોકલવાનુ કહી મોટાકામનુ સબબ બતાવી

રવાના થયા તેવાજ રાજાનો માણસ બોલાવવા આવ્યો જોશી ગામની ભાગોળે પહોચ્યા હતા, ત્યા રાજાનો માણસ જઈ પહોચ્યો અત્યાગ્રહથી રાજા બોલાવે છે એમ કહ્યુ બહુ બાના બતાવ્યા, પણ છેવટે તેમના સસરાના આગ્રહથી રાજા પાસે ગયા

રાજાએ મળ્યા વગર ચાલ્યા જવા બદલ પ્રેમાળ નમ્ર ઠપકો દીધો અને પોતે મુઠીમા તીડ પકડી રાખ્યુ હતુ, તે બધ મુઠી બતાવીને પૂછ્યુ કહો જોશીજી, મારી મુઠીમા શુ છે ? એ જવાબ દીધા પછી તમને ઘેર જવાની રજા છે

ટીડાને કશો ઉત્તર ન સૂઝવાથી પોતાનુ પોગળ પોતાને હાથેજ બધુ કહી દીધુ કે—

ટપટપ કરતા ગણી પોળી, વાટે આવતા દેખ્યો ડોળી,*
નિ દગડીએ આપ્યો હાથ, મૂઢ રાજા ટીડાનો ખ્યાલ

---

જોશીજીએ મુઠીમા ટીડ છે તે છોડી દેવાનુ કહ્યુ છે, એમ સમજી રાજાએ મુઠી ખોલી તો તીડ ઉડી ગયુ ફરીથી ટીડા જોશીને પાઘડી તથા કિમતી શાલ તથા વાહન માટે ગાડી બક્ષીસ આપી ફરીને વારવાર આવવાનુ કહી વિદાય કર્યા જોશીજી ગામમા દેવ સમાન ગણાવા લાગ્યા પછી રાત પડી જવાથી સાસરે રહી સવારમા વહેલા પોતાની સ્ત્રીને સાથે લઇ પોતાને ગામ ગયા

એક કવિએ કહ્યુ છે કે—

દિવસ જબ પાધરા હોય દુનિયા વિષે દુખ હઠી દૂર તબ સે'જ જાવે,
રિદ્ધિ ને સિદ્ધિ સહુએ તૂઠે ને વળી ઘેર બેઠા વહી ગજ આવે,

---

* આખનુ

થાય તરણા તણો મેરૂ એક પલકમા નપ છત્ર મસ્તક ધરાવે,
કણબી કંગાલ પણ દિવસના યોગથી પાદશા'પાસ પાડું વળાવે.

## વાર્તા ૨૦ મી—અજ્ઞાન નિશાથી ઘોર.

૧.

કોઈ મૂર્ખ દરજી ઓરડામા બેઠી લુગડા શીવતો હતો તેવામા તેની સોય ખોવાઇ ઘરમા તપાસતા મળી નહિ તેથી ઓસરીમા ગોતવા લાગ્યો કોઇએ તેને પૂછ્યુ, સોય ક્યા ખોવાઇ છે ? દરજી—ઓરડામા કપડા સીવતા હાથમાથી પડી ગઇ છે પેલા માણસે કહ્યું, ત્યારે ઓસરીમા કેમ શોધો છો ?

દરજી—ઓરડામા અધારૂ છે ( એનુ નામ પહેલો મૂર્ખ )

૨

એક માણસ વગડામા ઘોડો ચરાવવા તથા ઘાસનો ભારો લેવા ગયો ઘાસનો ભારો ઘોડાની ગરદન પર મૂકી પોતે ઘોડે ચઢ્યો અને ભારો માથા ઉપર ચડાવી ઘોડા પર સ્વાર થઇ આવતો હતો તેવામા તેને કોઇએ પૂછ્યુ, ભારો માથે કેમ ઉપાડયો છે ? તેણે જવાબ દીધો, કે 'માથે ન ઉપાડુ તો ઘોડો ભારે મરે ' (બીજો આ મૂર્ખ )

૩

માવજી નામનો એક માણસ પરગામ જતો હતો રસ્તામા નદી આવી તેમાથી પાણી પીવા પોતાનો લોટો જે બાજુ તરફ પાણી વહેતુ હતુ તેણી ગમ લોટાનુ મો રાખી ભરવા માડયો પણ લોટામા પાણી આવ્યુ નહિ પાછળથી એક માણસે પૂછ્યુ માવજી ! હજી કેમ પાણી લાવતા નથી ?

ભાવજી—લોટામા કોણ જાણે શાથી પાણીજ ભરાતુ નથી

પેલા માણસે ભાવજી પાસે જઇને જોયુ તો જે તરફથી પાણુ આવતુ હતુ તે તરફ લોટાનુ તળીઉ રાખેલુ હતુ તે જોઇ તેણે કહ્યુ મૂર્ખ ! એટલુ પણ સમજતો નથી કે જે બાજુથી પાણી આવે છે, તે ગમ લોટાનુ મો રાખવુ જોઇએ ! ' એમ કહી લોટો લઈ બને જણે પાણી પીધુ

૪

કેટલાક માણસો એવા મૂર્ખ હોય છે કે ઘણી સહેલી બાબત તેમના અજ્ઞાનથી મહા કઠણ થઈ પડે છે અજ્ઞાનરૂપી તેમના મનનુ અંધારૂ દિવસે પણ અંધારી રાતના કરતા વિકટ જણાય છે

સારા બુદ્ધિમાન પુરુષો પહાડ જેવી અડચણોને પોતાના બુદ્ધિબળથી તણખલા સમાન ગણી સહેજ ખસેડી શકે છે

## વાર્તા ૨૧ મી–જ્ઞાનનું અંજન.

કોઈ એક ગામમા એક બ્રાહ્મણે આવી ઉતારો કર્યો, પોતે વિદ્વાન હતો, અને ભાગવતપુરાણની કથા વાચવાનો વિચાર કરી ચોરે બેઠેલા કણબી રજપુત, કુભાર વિગેરેની સલાહ પુછી સૌએ વાચવાની અનુમતિ આપી એ લોકોએ ગામ કે પરગામ કોઈ વખત કથા સાભળી નહતી અને સભળાવનારને તેની મહેનતનો બદલો આપવાનુ સમજતા ન હતા સત્સગ ને કેળવણીથી છેક અજાણ્યા સદાના વિમુખ હતા

બ્રાહ્મણે કથા વાચવી શરૂ કરી એક માસ થવા આવ્યો, પણ કોઇએ તેને જમવાનુ કહ્યુ નહિ, તેમ પ્રમાદી કે પૈસો કથા ઉપર

કોઇએ મૂક્યો નહિ બ્રાહ્મણે શ્રોતાજનોને કહ્યુ, ભાઇઓ, હવે કથા પુરી થવા આવી છે, મે ગાડનું ખાઇને આખો માસ તમને પ્રભુનુ નામ સંભળાવ્યુ છે તેના બદલામા તમારે ઇચ્છા હોય તે કથા ઉપર મૂકો એટલે હુ આશીશ દઈ હવે ઘેર જાઉં

પેલા મૂઢ લોકો બોલ્યા, કે અમને અમથા એક મહીનો ખોટી કર્યા અને કામકાજ કરવા દીધુ નથી તેના નુકસાનમા અમારે તમને પૂછવાનુ છે તમે અમારી પાસે શાનુ માગો છો ?

બ્રાહ્મણે વિચાર્યું કે આ જડ લોકો કઇ સમજતા નથી વળી ગામના મોદીના સીધાના ઉલટા રૂપીઆ દેવા થયા હતા તેથી ગભરાઇને ગામ બહાર તળાવને કાઠે લાકડા એકઠા કરી બળી મરવા તૈયાર થયો તમાસો જોવા શઠ લોકો આજુબાજુ ભરાયા હતા ગામના ઠાકોરની એક અણમાનીતી રાણીએ મેડીની બારીમાથી આ તમાસો જોયો, ને દાસીને તેનુ કારણ પૂછ્યુ દાસીએ કહ્યુ, કે એક માસ કથા વાચવા છતા કઈ કદર ન થઇ, ને ઉલટો માથે આરોપ આવવાથી તે બ્રાહ્મણ બળી મરે છે આ સાભળી રાણીએ દાસી સાથે તેને કહેવડાવ્યુ, કે તારે જોઇએ તે માગ, પણ બળી મરતો નહિ બ્રાહ્મણે જવાબ કહાવ્યો કે 'મારે બળી મરવામા બાઇનો કશો દોષ નથી તે કથા સાભળ્યા વગર તેઓ આપે તે મારાથી લેવાય પણ નહિ '

દાસીએ જાણ્યુ કે બ્રાહ્મણ કોઇ રીતે જક છોડે એમ નથી તેથી તે ઉતાવળી પોતાની બાઇ પાસે આવી, અને બધી હકીકત કહી દયાળુ રાણીને ગામ લોકો તથા બ્રાહ્મણની અવળી સમજ માટે ખેદ થયો લાગલો રથ જોડાવીને જ્યા બ્રાહ્મણે ચિતા ખડકી હતી ત્યા રાણીશ્રી પધાર્યા રથ ઉભો રાખી બીજા માણસોને દૂર કાઢ્યા.

બ્રાહ્મણને પાસે બોલાવી પોતાની અંજનની ડબી કાઢી તેમા બે આગળીઓ બોળી તેને બને આખોમા આજી દીધી પછી કહ્યુ, હવે તુ તારી આસપાસ એકઠા થએલા માણસોને જો બ્રાહ્મણ જોવા લાગ્યો તો મહા અચરજ પામી દિગ્મુઢ બની ગયો રાણીએ પૂછ્યુ જો, શુ દેખાય છે ? બ્રાહ્મણ કહે, કોઇ માણસ દેખાતુ નથી પણ જુદી જુદી જાતના જગલી જાનવરો ને પશુઓ દેખાય છે

**રાણી**—કોઇ માણસ નજરે પડે છે ?

**બ્રાહ્મણ**—તમે એકજ માણસ જણાઓ છો

**રાણી**—પશુ ને જનાવર પર ગુસ્સો કરી તેમની મુર્ખાઇ માટે બળી મરવુ વ્યાજબી છે ?

**બ્રાહ્મણ**—ના મહારાણીજી, મ્હારી ભૂલ છે

પછી બ્રાહ્મણને પોતાને ત્યા લઇ જઈ ઉતારો આપ્યો અને સપ્તાહ પારાયણ કરાવી સાત દિવસ જમાડી દક્ષિણા આપી વિદાય કર્યો સારાશ કે દુનીઆના બધા દેખીતા માણસોની કરણી એક સરખી હોતી નથી કોઈ દેવ, કોઇ માનવ, અને કોઇ બીજા પશ્વાદી જીવોમાથી માણસમા અવતરેલ હોય છે

---

## વાર્તા ૨૨ મી-ભ્રમ.

એક વાણીઓ એક દહાડો સવારમા પરોઢના વખતે પોતાના બાર વરસના દીકરાને સાથે લઈ ગામડામા પોટલી ફેરવવા નીકળ્યો પોતાની સાથે જુદો જુદો મસાલો, તમાકુ, ગોળ વગેરે સામાન હતો, તે સિવાય ઉઘરાણીમા આવવાનુ ઘી ભરવા ચામડાની કુલ્લી (કુપ્પી) હતી તથા પાસે તેર પૈસા રોકડા હતા રાત પાછલી પહોરેક હતી.

અધારીઉં હોવાથી છેટેની વસ્તુ માલુમ પડતી નહિ. એવામાં રસ્તાની એક બાજુએ દૂર લાકડાનું એક ઠુંઠું ઉભુ રહેલું હતુ, તેને જોઇ દીકરો બોલ્યો, કે ' બાપા, કોઈ આદમી ઉભેલો જણાય છે વાણી-આએ તાકીને જોઈ લીધુ તેને પણ આદમી જેવુંજ જણાવા માંડયું. ભ્રમમાં ભ્રમ વધ્યો જાતે પોચા છતાં હિંમત રાખ્યા વિના છુટકો નહતો કેટલીકવાર સુધી તપાસીને જોતાં તે નજીક કે દૂર ખસતુ જણાયુ નહિ એને એકજ જગાએ સ્થિર ઉભેલું જોઇ વાણીઓ સમજ્યો કે માણસ ન હોતાં ભૂત પિશાચ હશે પછી તે વાણીઓ હનુમાન તથા દેવીઓની આણ દઇ તેને ખસી જવાનું કહે તો પણ તે ખસે નહિ છેવટે વાણીઆને વિચાર આવ્યો કે સવાર થવા આવ્યું છે માટે ભુતપિશાચ પણ હોઇ શકે નહિ માટે કોઇ ઝાડનું ઠુંઠું છે, એમ ધારી પોતે છોકરા સાંભળતાં મોટેથી બોલે છે કે " જો હઇશ ઠુંઠો ઠુંઠાણી, તો બંદો લાખો ફુલાણી, પણ જો હઇશ કાળી નાળી, તો તેર ટકાને કુડલી તારી " એમ કહી ચાલવા માંડયું, તો ઝાડનું, સૂકું ઠુંઠું માલમ પડયું.

## વાર્તા ૨૩ મી–પુત્રને શિક્ષા.

અડતાળીસ વરસની ઉંમરે પુત્ર જન્મ થવાથી ડોસો બહુ આ-નંદથી તેને લાડ લડાવતો હતો. છોકરાને આખો દિવસ તેડીને રમાડયા કરે ઘડી વીલો મૂકે નહિ તે જે માગે તે તરત આણી આપે ડોસો છોકરાને લઇ ચોકમાં વૃક્ષ તળે શાન્તિમાં બેસે ત્યારે છોકરો કાલી કાલી બોલીમાં તેને અનેક પ્રશ્નો કરે. બાપ તના શાન્તિથી ઘટતા જવાબ આપે છોકરો એક હાડીઓ (કાગડો) આવીને બેઠેલો જુએ કે તરત બાપને પ્રશ્ન પરંપરા કર્યાં કરે, કે

'બાપા, આ હાડીઓ' બાપ કહે, 'હા બેટા, એ હાડીઓ' વળી છોકરો પૂછે કે 'બાપા, આ હાડીઓ' બાપ તેનો તેજ જવાબ આપે એમ એકનો એક જવાબ સેકડો વાર આપતા પણ બાપના મનમા ગુસ્સો આવતો નહિ વળી ચકલી જુએ તો છોકરો પ્રશ્ન કર્યા કરે, કે 'બાપા, આ ચકલી' ને બાપ કહે કે 'હા બેટા એ ચકલી' ડોસો આ રીતે સેકડો વારના પ્રશ્નોથી પણ કાયર થતો નહિ છતા તે સમજુ હતો, તેણે આ બાબત એક ચોપડામા લખી રાખી

છોકરો સત્તર વર્ષનો થયો તે પછી તેને પરણાવ્યો અશક્તિને લીધે ડોસો પછી ઘણુ ઓછુ ફરી શકતો છેવટે અશક્તિ વધતા તે પથારીપરજ બેસી રહેવા લાગ્યો

એક વખત તેનો એ વીસ વર્ષનો છોકરો બેઠો બેઠો તેના બે ચાર તાળી મિત્રો સાથે વાતોના ગપાટા મારતો હતો, ત્યારે ડોસાને તરસ લાગવાથી તેણે છોકરાને કહ્યુ, 'બેટા પાણી પાજે' 'બાપા, આ લાવુ છુ' થોડીવારમાજ વાતોના રસમા છોકરો એ બાબત ભૂલી ગયો બાપે ફરીને એનીજ શાન્તિથી કહ્યુ, 'બેટા પાણી લાવજે' છોકરો કહે 'આ હમણા લાવુ છુ' થોડી વાર ત્રીજીવાર પણ ડોસાએ એ પ્રમાણેજ પાણીની માગણી કરી સુપુત્રનો મિજાજ ગયો, અને આધુનિક ફેશન પ્રમાણે આ મિત્રો સમક્ષ ડોસાએ મારી એટીકેટ જાળવી નહિ, એમ વિચારી તિરસ્કારથી બોલ્યો 'હવે વારવાર બૂમો શાની માર્યા કરો છો? થોડીવારમાયે જીવ નીકળી જશે, તો કઇ દેશ થોડોજ રડાઇ જવાનો છે! કોઇ માણસ બેઠુ હોય તેનો વિચાર નહિ કરતા ક્યારની વાતના પાણી પાણી ભસી રહ્યા છો?'

ડોસો ચૂપ થઈ ગયો મિત્રોએ કચવાતે દિલે હટથી રજા

લીધી બાપે અમુક ચોપડો લાવવાનુ કહ્યુ 'તેમા મારે તને આપ-વાની એક છેલ્લી વસ્તુ બાકી રહી જાય છે, તે આપીને જીવ નીકળી જાય તો ઠીક' એમ જણાવ્યુ અમુક પાનુ કાઢી દીકરાને વાચવા કહ્યુ સ્તબ્ધ થતા જતા દીકરાએ પુરૂ વાચ્યુ, પછી બાપે કહ્યુ

'ભાઇ તારા એટલા એટલા મેકડો નિરર્થક પ્રશ્નોથી મને કોઈ દિવસ ગુસ્સો આવ્યો ન હતો ને તને મારા ત્રણ વખતના ખરા કારણુથી બોલવાથી તપી જવાની તસ્દી પડી તે વખતે જેવો તુ બાળકને અશક્ત હતો તેવોજ હવે હુ બાળક જેવો ને અશક્ત છુ માટે યાદ રાખો કે કપડા પહેરતા તો હવે શીખ્યા છો, પણુ આ ડોસાના કપડા હમેશા બગાડતા તે તમેજ'

છોકરાએ શરમાઇને નીચુ જોયુ પોતાની ભૂલ તેણે સ્પષ્ટ જોઈ ઘણો પસ્તાયો

**સાર**—મોટી ઉમરના છોકરાઓએ નીચેના સૂત્રો ખાસ યાદ રાખવા. કે ઘરડા માબાપનો સ્વભાવ દરેક રીતે નાના બાળકને મળતો થાય છે તેમને સવારમા સૌથી પ્રથમ ભૂખ લાગે છે ભલે તેઓ તમને જણાવે નહિ પરતુ તેઓનો સ્વભાવ સારૂ સારૂ જમ-વામા પણુ નાના બાળક જેવો હોય છે તે સુપુત્રોએ સર્વદા લક્ષમા રાખી વર્તવુ વળી કમજોરને લીધે તેઓ ચીડાય તો પણુ ગુસ્સે નજ થવુ તેમા માણસાઇ છે

---

## વાર્તા ૨૪ મી–કામરૂદેશની સ્રીઓ.

સવત ૧૮૬૯ ની સાલમા આપણા દેશમા ભયકર દુકાળ પડવાથી ઘણા લોકો ભૂખે મરતા પોતાના ગુજરાન માટે પરદેશ

જવા નીકળ્યા મારવાડ દેશના કેટલાક રજપૂતો પોતાના કુટુબ સાથે કામરૂદેશ ( બ્રહ્મદેશ કે ગઢવાલ ) કે જ્યાના માણસો જાદુ-મત્ર બહુ જાણે છે, તે મુલકમા જઇને પોતાના ગુજરાનનુ સાધન હાથ કરી પોતાનો નિર્વાહ કરવા લાગ્યા

અજાણ્યા મુલકમા પણ જેઓ આપણી ભાષા થોડી ઘણી સમજી શકે તેવા( બગાળી લોકો )ઓને આશરે રહી મજુરી કરવાનુ તેમને પસદ કયુ હતુ

દસક વર્ષે થોડા પૈસા એકઠા થવાથી અને પોતાના દેશમા સારી આબાદાનીની વાત સાભળવાથી કેટલાક લોકો પાછા પોતાને વતન આવતા રહ્યા કેટલાકના વાલી મરણ પામવાથી તેમના છોક-રાઓએ પોતાની ઉમર એજ કામરૂદેશમા પુરી કરવાનુ ધાર્યું એમાના ત્રણ જવાન છોકરાઓ એકજ નાતના હતા અને પરમુલકમા એક બીજાને ભાઇ સમાનજ ગણતા હતા

થોડા વર્ષો લગી એ જવાનોએ બગાળી લોકોને આશરે ધધો કે મજુરી ચલાવી પણ કામરૂદેશની ભાષાથી તેઓ જાણીતા થવાથી અને વધારે કમાણીની લાલચથી તેઓ દેશમા જુદા પડી ખતથી ઉદ્યમ કરવા લાગ્યા

એ ત્રણે જણ ઉંચા, દેખાવડા, બળવાન અને બહાદુર જણા-યાથી કામરૂદેશની કન્યાઓ તેમને વરવા ચહાતી હતી અને તે પુરુષો પણ સ્રીઓ માટે ચાહના રાખતા હતા પણ કામરૂદેશમા બાપનો વારસો દીકરીને મળે છે, દુકાનનુ કામકાજ કન્યાઓ તથા દીકરીઓ ચલાવે છે અને કન્યાઓની મરજી હોય તે પ્રમાણે બે ચાર કે વધુ પુરુષો સાથે પરણી તેમને પોતાને ઘેર લાવી તેમની પાસે મજુરી કરાવે છે એ રીતભાત આપણા દેશી રજપૂત જવા-

નોને પસદ ન પડવાથી તેમણે એવી કન્યાઓને પરણવાનુ માંડી વાળ્યુ

પણ કેટલીક નિરાધાર સ્ત્રીઓએ આપણા દેશી ગરાસીઆ સાથે પરણી તેમની સાથે રહેવાનુ કબૂલ રાખ્યુ આથી તેવી સ્ત્રીઓ સાથે ગૃહસ્થાશ્રમ બાધી તેઓ રહેવા માડયા ને પોતાની જ્યા કમાણી હતી તે તે જગાએ પોતપોતાની સ્ત્રીઓને લઈ છુટા પડી ગયા પણ તે સ્ત્રીઓ મહા જાદુગારી છે એ વાતથી તેઓ ત્રણે જણ કેવળ અજાણ્યા હતા ત્રણેના નિવાસગામો એક બીજાથી પદર ગાઉને છેટે હતા

એ ત્રણે જણને પરણ્યાને વીસ વર્ષ વીતી ગયા તેમા સૌથી નાનાને કઇ સતાન ન હોવાથી તેણે બીજી કરી હતી તે બીજી સ્ત્રીને એક છોકરો થયો હતો એક દહાડો તેની બને સ્ત્રીઓ પાણી ભરવા ગઈ, તે વખતે નવીએ રજપૂતને કહ્યુ, કે છોકરો પારણામા સૂતો છે, તેને રડવા દેશો નહિ, અને જુનીએ કહ્યુ ચુલા પર દૂધ ઉકાળવા મૂક્યુ છે તે ઉભરાય નહિ, તેની સરત રાખજો બને ગયા પછી થોડી વાર થઈ એટલે રજપુત દૂધ સભાળવા ગયો, તેવોજ છોકરો રડવા લાગ્યો તે સાથેજ બને સ્ત્રીઓ પાણી ભરીને આવી નવીએ પોતાના છોકરાને રડતો જાણી રજપુતને લડવુ શરૂ કર્યુ રજપૂતે કહ્યુ, કે હમણાજ રડવા માડયો છે રડવા અગાઉ હુ દૂધ સભાળવા આવ્યો છુ

**નવીબૈરી**—દૂધ ઉભરાશે તો ફીકર નહિ પણ છોકરાને રડવા કેમ દેવાય ?

**મોટીબૈરી**—છોકરો તો બીજો જણજો, પણ દૂધ ઉભરાયુ હાથ આવે નહિ

એમ બોલતી બોલતી બેડા નીચે મૂકી બને જણી લડવા

લાગી મોટી બાઇડીએ હાથમાનુ ગરણુ નાનીની છાતીમા છુટ્ટુ માર્યું, તેનો સાપ થઇ નવીને ડરાવવા લાગ્યો, તેવુજ નાનીએ હાથમાની ઇંઢોણી સાપ તરફ ફેકી તેનો નોળીઓ બન્યો પછી સાપને નોળીઓ ખૂબ લડવા લાગ્યા આ તમાસો થોડીવાર જોઇ રજપુત અચબો પામી ઘરથી ચાલી નીકળ્યો અને પોતાનો મોટો ભાઇ પદર ગાઉ છેટે રહેતો હતો ત્યા જવા નીકળ્યો બપોર પછી ત્યા પહોચ્યો, ને ઘર પૂછતો ભાઇને ઘેર ગયો, ત્યા તે ઘેર નહોતો તેથી ભાભીને પૃછતા તેણીએ કહ્યુ, કે 'આપણો એક બળદ ચોર લઇ ગયા છે, તેને શોધવા ગયા છે

**રજપૂત**—મને ખાવા આપો તો હુ પણ મદદે જાઉં

**ભાભી**—તમે પદર ગાઉના થાકેલા આવ્યા છો માટે ખાવાનુ ખાઇ લ્યો રસોઇ તૈયાર છે જમીને થોડીવાર સૂઈ રહી થાક ઉતારો.

એ પ્રમાણે તેણે ખાવા ખાધુ ખાટલે સૂતો ઉંઘી ગયો તેવો જ જાદુગારી ભાભીએ દોરો મત્રી પગે બાધ્યો રજપૂત ઉંઘમાથી જાગ્યો તેવોજ બળદ થઈ ગયો તેને બીજા બળદની જોડે તે બાઇડીએ બાધી દીધો

બીજે દહાડે ઘરનો ધણી શોધમા નિરાશ થઈ ઘેર આવ્યો તેને બાઇડી કહેવા લાગી કે મારો એક ધર્મભાઇ ચાર બળદો ખરીદીને જતો હતો, તેને મે મારો બળદ ચોરાયાની વાત કરી તેથી તેણે મને પહેરામણી દાખલ આ એક બળદ આપી દીધો છે હવે તમે સુખેથી વાવેતર કરવા માડો

આ રજપૂત હમેશા તે બળદોને જોડી ખેતરમા વાવેતર કરતો હતો દસ દહાડા પછી એક વખત એવો ખેલ બન્યો કે રજપુત ખેતરમા હળ હાકે છે, ને ખેતરથી બસો કદમ દૂર એક ઘરડો

ડોસો પોતાના પૌત્રની વહુને ગાડીમા બેસાડી ચાલ્યો આવે છે તેવામા તે વહુ બોલી કે ' સસરાજી, પેલા આઘેના ખેતરમા હળવની વાવેતર કરે છે તે તમે દેખો છો ?

ડોસો—હા, દેખુ છુ

વહુ—એમા કેટલા બળદ અને કેટલા આદમી છે

ડોસો—બે બળદ ને એક હાકનાર આદમી છે

વહુ—ના, બે આદમી અને એક બળદ છે

ડોસો—બે બળદ વિના હળ ખેચાય નહિ

વહુ—જમણી બાજુએ જે બળદ છે તે પુરુષ છે તેની ખાત્રી કરવી હોય તો તેના આગલા પગે બાધેલો દોરડો કાપી નાખવાથી તે તરત પાછો પુરુષનો આકાર ધારણ કરશે

વહુના એ વચન સાભળી ગાડુ ઉભુ રાખી ડોસો કે જે મારવાડવાસી ત્રણ જણ કામરૂદેશમા પરણ્યા હતા તેમાનો સૌથી મોટો ભાઇ હતો તે ગાડાપરથી ઉતરી પગે ચાલી જ્યા પેલો હળ હાકતો હતો ત્યા ગયો જેવો નજીક ગયો તેવા બંને જણાને એક બીજાને ઓળખવાથી ઘણા પ્રેમથી ભેટયા પછી સાતીડુ ઉભુ રાખી ડોસાને સાથે લઇ ડોસાની આગતાસ્વાગતા કરવા ખેતરમાના પોતાના ઉતારા તરફ ચાલ્યો પેલા ડોસાએ બળદ તરફ નજર કરી તો એકના પગે દોરડો બાધેલ જણાતા તે દોરડો કાપી તે પણ પાછળ ઉતારા તરફ ચાલ્યો, અને ડોસાની પાછળ પેલો બળદ થઇ ચાલનારો ત્રીજો ભાઇ પણ ઉતારે ગયો ત્રણે ભાઇ મળ્યા અને ત્રીજા નાના ભાઇને સમાચાર પૂછ્યા. ત્યારે તેણે કહ્યુ કે ' તમારા સાતેડાભણી નજર કરો ' પેલાએ જોયુ તો માત્ર એકજ બળદને ખભે ધુસરૂ છે બીજી તરફ બળદ ન હોવાથી ધુસરૂં નીચુ થઇ ગયુ છે કારણ પૂછતા

પોતાની સ્રીઓની જાદુઈ લડાઇથી ગભરાઇ ૫ દર દિવસ ૫ર તમારે ઘેર આવેલો ને આ રીતે ઉંઘમા મારે પગે દોરો બાધી તમારી વર-વાળીએ મને બળદ બનાવી તમારા બળદ જોડે બાધી દીધો ત્યારથી તમારૂ હળ ખેચુ છુ, અને આ મોટાભાઈએ મારા પગનો દોરડો કાપ્યો તેવોજ હુ પાછો પુરુષના આકારે બની તમારા પાછળ આવ્યો છુ, એ બધી વાત કહી

ડોસાએ પણ દૂર ઉભુ રાખેલુ પોતાનુ ગાડુ અને તે પર બેઠેલી પોતાના પૌત્રની વહુએ કરેલી વાત માડીને કહી અને આટલી નાની જાદુવાળી વહુના ચમત્કાર પર આશ્ચર્ય દર્શાવ્યુ

ત્રણે જણા પોતાની જાદુગારી સ્રીઓની રીતભાતથી ગભરાયા અને એ દેશ છોડી પોતાને દેશ છાનામાના નાસી જવાનો વિચાર કર્યો પર તુ રસ્તે ચાલતા કોઇ જાદુમ ત્રથી આપણને હેરાન ન કરે એવો ઉપાય બતાવવા ત્રણેમાના પેલા વૃદ્ધ ડોસાએ પોતાના પૌત્રની વહુ પાસે સલાહ માગી ત્યારે તેણીએ અડદના દાણા મ ત્રીને ડોસાને આપ્યા અને કહ્યુ કે એ દાણા પાસે હશે તેના પર જાદુની અસર થશે નહિ કોઇ તેને મારવા આવે તેના પર એ દાણા ફેકવાથી તે એક ગાઉ દૂર ખસી જશે એ દાણા લઈ પેલા છાનામાના પોતાના વતન તરફ ગાડીમા બેઠેલી વહુ ન દેખે એમ ચાલવા મા-ડયા ઘણીવારે ડોસો ન આવવાથી તે વહુ ગાડામાથી સમડી બની આકાશમા ઉડવા લાગી. પેલા ત્રણેની વહુઓને જઇને મળી અને ચારે સમડીઓ પેલા ત્રણે રજપૂતોની પાછળ પડી તેઓ મ ત્રેલા અડદ તેમની તરફ ફે કે એટલે તેઓ એક ગાઉ દૂર જતી રહે એમ કરતા કામરૂદેશની હદ પુરી થતા સમડી રૂપે આવતી ઓરતોનુ જોર બધ પડયુ અને પેલા ત્રણે રજપૂતો સહીસલામત પોતાના દેશમા આવી પહોચ્યા

---

# વાર્તા ૨૫ મી–'જો હોય મન ચગા તો કથરોટમાં ગંગા'

વગધ ધામા અને પૈસા કમાવામા રચીપચી રહેલા ભૂલા પટેલના છોકગની વહુનુ નામ ગતની હતુ ને તે ખરેખર ગત્નજ હતી તેનુ પહેલુ આણુ કરાવીને પોતાને ઘેર તેડી લાવ્યા રતનના માબાપ ભાવિક હરિભક્ત હતા તેના સસ્કાર એ ગતનમા આવ્યા હતા તે સ્વભાવે ઉદાર અને પવિત્ર બુદ્ધિવાળી હતી ભૂલા પટેલ અને તેમની વહુની બેહદ કજુસાઈ અને અવિશ્વાસ તે રતનીને નહિ ગમવાથી તેમને સારે રસ્તે ચડાવવા એને બહુ ચીવટ લાગી હતી

કોઇ ભિખારી પટેલને ઘેર માગવા આવે તો તેને કઈ આપવાનુ કામ ઘણુ કરીને રતનવહુને સોપતા નહોતા તો પણ ભૂલા પટેલની વહુ ધૂળી બાઈ કોઇવાર કામમા હોય ત્યારે પોતાની સલાહ પ્રમાણે પોતાને બતાવીને દાણા કે લોટ ભિખારીને આપવા વહુને આજ્ઞા કરતા વહુ ભિક્ષુકને આપતી વખતે " વાસી ખાઈએ છીએ ને ઉપવાસી રહીએ છીએ " એમ બોલતી હતી તે સાભળી તેની સાસુ ધૂળીબાઇ બહુ ગુસ્સે થતી હતી

એકવાર પટેલ માળા ફેરવવા બેઠા હતા તે વેળા કોઈએ આવી રતનીને પૂછયુ કે તમારી સાસુ ક્યા ગયા છે ? રતને કહ્યુ, બહાર ગયા છે પેલાએ પૂછયુ, ' ભૂલા પટેલ ક્યા છે ? ' વહુએ કહ્યુ કે ' ઢેડવાડે ગયા છે ' એ સાભળી પટેલને બહુ રીસ ચઢી, પણ વાત મનમા રાખી

કેટલાક દિવસો પછી એક દહાડો ધૂળી બાઇએ પોતાના ધણી પાસે રતનવહુની ખોદણી કરવા માડી અને કહ્યુ કે ' આ વહુ આપણા ઘર યોગ્ય નથી ભિક્ષુકની પાસે ' વાસી ખાઇએ છીએ

ને ઉપવાસી રહીએ છીએ ' એમ કહી વગની ફજેતી કરે છે હુ તેને ધગના જુદા વગોણા ન કરવા બહુ સમજુત આપુ છુ, પણ માનતી નથી. '

એ સાભળી ભૂલા પટેલે એ વાત સાચી માની ને કહ્યુ, કે 'હુ એકવાર માળા ફેરવતો હતો તે જાણતા છતા, કોઇએ આવીને પૂછ્યુ કે પટેલ ક્યા ગયા છે ? ત્યારે વહુએ જવાબ આપ્યો કે 'ઢેડવાડે ગયા છે,' માટે એવી જુદી ફજેતી કરનાર વહુને પિયર પોચાડી શીખ આપવી ( રજા આપવી ) જોઇએ ' સસરાએ એ વિચાર નક્કી કરી એક દહાડો વહુને પિયર જવાનુ અને સાથે પોતે વેવાઇને મળવા જવાનુ કહી વહુને લઇ નીકળ્યા

રસ્તામા ચાલતા કોઇ મોટા ગામમાના એક આબરૂદારનુ મુડદુ નીકળ્યુ તેના સૌથી છેલ્લા નીકળેલા ડાઘુને રતનીએ પૂછ્યુ ' ભાઇ જેને તમે શ્મશાનમા બાળવા લઈ જાઓ છો તે મૂઓ છે કે જીવતો છે ?

ડાઘુએ જવાબ આપ્યો કે મરણ પામ્યો છે પણ જીવતો છે આવા વહુના વિચિત્ર સવાલોથી ભૂલા પટેલ બહુ ખીજાયા, પણ મનમા સમજીને ચાલ્યા છેવટે વેવાઈને ઘેર પહોચ્યા વહુ પોતાના માબાપને મળી અને તેમણે પૂછ્યુ, કે ' એકાએક કેમ તારો સસરો મૂકવા આવ્યા ? વહુએ શકા પડતી હતી પણ બધી હકીકત કહી

પછી ભુલા પટેલને વેવાઈએ પૂછ્યુ કે ' તરતજ મારી દીકરીને મૂકવા આવ્યા તેનુ શુ કારણુ ? '

**ભૂલાપટેલ**—તમારી દીકરી લોકોમા અમારા જુદા વગોણા કરે છે માટે અમારા ઘરને યોગ્ય નથી

**વહેવાઇ**—શી રીતે બોલી વગોણા કર્યા ?

**ભૂલાપટેલ**—ભિક્ષુક માગવા આવે તેને દાણા કે લોટ આપતી વખતે કહે કે 'વાસી ખાઇએ છીએ ને અપવાસી રહીએ છીએ '

વળી હુ માળા ફેરવતો હતો છતા પૂછનાર સખ્સની પાસે કહ્યુ, કે 'મારો સસરો ઢેડવાડે ગયા છે'

રસ્તામા એક સારા માણસનુ મુડદુ શ્મશાનમા લઈ જનારા ડાધુને પૂછ્યુ કે 'તમે બાળવા લઇ જાઓ છો તે મરી ગયો છે કે જીવતો છે ?'

**વેવાઇ**—પછી તમે મારી દીકરીને આમ કહેવાનુ કારણ પૂછ્યુ હતુ ?

**ભૂલાપટેલ**—ના, કારણ વળી શુ પૂછવુ હતુ ? હમણાજ જાણે તો પૂછી જુઓ કે આ બધુ સાચુ છે કે ખોટુ ?

વેવાઇએ પોતાની દીકરીને બોલાવી આ વાત કહી ત્યારે રતનીએ ને બધાનો નીચે મુજબ ખુલાસો કર્યો

૧ આગલા પુણ્ય વડે ખાવાનુ મળે છે તે વાસી ખોરાક છે હવે કઇ પુણ્ય નથી થતુ, તેથી આવતા જન્મ માટે અપવાસી રહેવા જેવુ છે કેમકે પુણ્ય કર્યા વિના પુનર્જન્મે ખાવા નજ મળે, ને પેલા બિચારા ભિખારીઓની પેઠે ઉપવાસ પણ થાય

૨ માળા ફેરવતા છતા મન ઢેડવાડામા પૈસાની ઉઘરાણી કરવામા અને સાથાના વાધર બધાવવામા જાય, ને તે માટે માળાને જેમ તેમ કરી તરત પુરી દેવા ઇચ્છવુ, તે ઢેડવાડામા ગયા બરાબર જ છે તે માળાનુ કશુ સાર્થક નથી

૩ મરી ગએલા માણસે પાછળ અઢળક આબરૂ (ભલમનસાઇ) મૂકી હોય તો તે મરણ પામ્યા છતા જીવતા જેવો ગણાય

રતનીના આવા ખુલાસાથી તેનો સસરો બહુ ખુશી થયા અને

વહુને કારણ પૂછ્યા પહેલા કરેલા સાહસ માટે પસ્તાયા આવી બુદ્ધિમાન વહુને રજા આપવાનો વિચાર પડતો મૂકી વહુને પાછી પોતાને ઘેર તેડી ગયા

કેટલાક દિવસો પછી રતનીવહુના ઉપદેશથી સાસુ સસરાના સ્વભાવ સુધર્યા તેમની નાતના માણુસો ગંગાજી યાત્રાર્થે જતા હતા તેમની સાથે ગંગાજીમા નહાવા અને પુણ્યદાન કરવા માટે ભૂલાપટેલ અને ધૂળીબાઇ તૈયાર થયા

વહુને ઘર સાચવવાની ભલામણ કરી વહુએ તેમની ચાકરી માટે સાથે આવવા મરજી બતાવી પણ ઘરને સાચવનાર બીજુ કોઇ ન હોવાથી વહુને સાથે લેવા ના પાડી

વહુએ કહ્યુ ઘરમા મન રાખ્યા વગર શાતિથી સ્નાન, દાન અને સેવા કરજો ને તે વખતે મને યાદ કરશો

સાસુ સસરો સંઘ સાથે વિદાય થયા

વહુને હમેશા સવારમા કુંડીમા લઇને તીર્થોનુ નામ ભાવથી લઇ નહાવાની ટેવ હતી

સસરા-સાસુને રવાને કર્યાને પંદર દહાડા થયા, તેવામા એક દહાડો વહુ કુંડીમા પાણી ભરીને 'જય માત ગંગે' એમ ભાવથી સ્મરણ કરી નહાવા બેઠી બને હાથના ખોબા ભરી માથાપર અને શરીરપર પાણી રેડતી હતી એવામા પાણીની કુંડીમાથી પોતાની સાસુના નાકમા પહેરેલી વાળી હાથના ખોબામા આવી તે વહુએ જોઇને બરાબર ઓળખી પણ સાસુ પહેરી ગયા છે છતા કુંડીમા શી રીતે આવી તેની શંકા થઇ

તેજ દહાડે અને તેજ વખતે તેની સાસુ ધૂળીબાઇ ગંગાજીમા નહાતા હતા, ને તે વાળી નાકમાથી એકદમ પાણીમા પડી ગએલી

રતનવહુના ઉત્તમ ભાવને લીધે અને તેથી શ્રદ્ધા દૃઢ કરવા તથા સાસુ-સસરાનો વહુ પરનો વહેમ તદ્દન દૂર કરવાને શ્રી પરમેશ્વરે આવો બનાવ બનાવ્યો

પણે ધૂળીબાઇએ શોધ કરી પણ પાણીમા તણાઈ ગઇ હશે એમ ધારી મન વાળ્યુ સાસુ સસરો તીર્થ કરીને ઘેર આવ્યા પછી એક બે દિવસ વીત્યા એટલે વહુએ એ વાળી સાસુજીને બતાવી સાસુએ ભૂલા પટેલને બતાવી વહુએ પૂછ્યુ, બાઇ તમે આ વાળી જાત્રામા સાથે લઈ ગયા હતા ?

**સાસુ**—હા, લઇ ગયા હતા ને વળી ચૈત્રી પુનમના સવારમાજ પ્રાગરાજમા નહાતા તે વાળી પાણીમા પડી ગઈ હતી, તે શોધી પણ જડી નહિ, આ તેજ વાળી તમને કયાથી મળી આવી

**વહુ**—હુ તેજ દહાડે અને તેજ વખતે કુડીમા પાણી ભરીને ગ ગાજીનુ અને તમારૂ સ્મરણ કરી નહાતી હતી તેવામા આ વાળી પાણીના ખોબામા આવી મે તેને ઓળખીને રાખી મૂકી હતી

સાસુ સસરો વહુના આચરણોથી ઘણા રાજી થયા, અને તમામ કારભાર વહુને સોપી પોતે ઇશ્વર ભકિતમા થોડા દહાડા કાઢી શાતિમા મરણ પામ્યા

---

## વાર્તા ૨૬ મી દગો કોઇનો સગો નહિ.

જસલો નામનો એક ગોસાઇ ( સામી ) નો છોકરો તેના માબાપ નાનપણમા મરી જવાથી કોઇનો આધાર ન હોવાથી એક મુસલમાન સિપાઇને ઘેર ઉછરી મોટો થયો સિપાઇએ તેને મુસલમાન બનાવી પોતાની નાતમા પરણાવ્યો ત્યાર પછી સિપાઇ અને તેની ઓરત ગુજરી ગયા

જસલાને બે દીકરા હતા, તેઓ લગ્ન કરવા જેવી ઉમ્મરના થયા ત્યારે જસલો તેમને માટે કન્યાઓનુ ઠેકાણુ કરવા પરગામ નીકળી પડયો, પોતાના ગામથી ૨૦ ગાઉ છેટે એક ગામ હતુ, તે ગામમા જસલાની જાતની સાખે મકવાણી માલી નામે ઓરત રહેતી હતી, તેને ઘેર ગયો એ માલી વિધવા થઇ હતી, તેને બે દીકરીઓ હતી.

જસલાએ માલીને સલામાલેકામ કર્યાં માલીએ તેને ખાટલો પાથરી આપી બેસાડયો બને જણ અરસપરસ સમાચાર પૂછતા એક જાતના હોવાની બનેને ખાત્રી થઇ માલીએ તેની પરોણાગત કરી જમાડયો પછી એક બીજાના ઘરના છોકરા છૈયાની વાતો કરવા માડી

**જસલો**—તુમ્હારે કયા બેટાબેટી હે ?

**માલી**—દો લડકીઆ હે બડી હે તે તો એક પાઉંસેં લગડી હય ઔર આ દુસરી છોટી હે સો તનદુરસ્ત હય તુમ્હારે ન્યા બેટા બેટી હે ?

**જસલો**—મેરે દો લડકા હય બડા લડકા એક આખે બાડા હય ઔર છોટા બહોત અચ્છા હય

**માલી**—તુમ કેસા કામ કે વાસ્તે નીકલે હો

**જસલો**—લડકાઓના નીકા કરને કે વાસ્તે નીકલના પડા હે.

**માલી**—તુમ્હારા દીલ ચાહે તો તુમ્હારા અચ્છા લડકા ઔર મેરી અચ્છી લડકીકા સબધ કર દીજીએ

**જસલો**—હા, હા, બહોત અચ્છા, મેરી પણ ઐસી મરજી હૈ

પછી જસલાના નાના દીકરાનુ સગપણ માલીની નાની દીકરી સાથે કર્યું લગ્નનો દહાડો નકી ઠગવી જસલો પોતાને ઘેર આવ્યો, અને છોકરાના વિવાહની ખટપટમા પડયો જાન લઇ જવાના બે

દિવસ બાકી હતા, તેવામા જસલાના મનમા વિચાર થયો કે આ નાના તંદુરસ્ત છોકરાને ઓરત મળી શકશે પણ આ કાણા છોકરાને મળવી મુશ્કેલ છે માટે નાના છોકરાને બદલે રાતમા ને રાતમા કાણીઆનો નીકો પઢાવી દઉં તો ઠીક પડે એવુ મન સાથે નક્કી કરી કાણીઆની જાન લેઇ પરણાવવા ગયો.

તેવામા તેની વેવાણ માલીના મનમા પણ એવોજ વિચાર થયો છે નાની છોડીને સારો વર સહેલથી મળી શકશે, પણ આ લગડીને કોઇ લેશે નહિ માટે લગડીનો નીકા કરી દઇએ એવું મનથી નક્કી કરીને લગડીને પરણાવવા તૈયાર કરી એ રીતે એક બીજાએ પરસ્પર મનમા દગો રચ્યો

જસલાનો દીકરો કાણીઓ અને માલીની દીકરી લગડીનો નીકા પઢાઇ રહ્યા પછી લગ્ન થઇ ગયા જાણી જાન તરફની બાઇડીઓ પોતાના કાણીઆને સારી ઓરત મળવાથી ફુલાઈ પુર જોસમાં બબ્બેવાર ગીત ગાવા લાગી કે

"મેરે કાણીએ બેટેને જગ જીતીઆરે મેરે" (બેવાર)

એ ગીત કન્યા તરફની ઓરતોએ સાભળ્યુ એટલે વર તરફની ઓરતો એ ચરણુ જેવુ ગાઇ રહી કે તરત કન્યા તરફની ઓરતોએ પોતાનુ ચરણ સાધ્યુ

"જીતે જીતે બાપકી ગાડ, વારીબુ ચલે જબ દેખીઓજી."

એ ચરણ સાભળી વર તરફની ગાનારી ચુપાચુપ થઈ ગઈ માલી કહેવા લાગી 'અબ તેરીબી ચુપ મેરીબી ચુપ' જાનવાળા કહેવા લાગ્યા, "જૈસી માલી મકવાણી એૈસા જસલા જોગી"



# વાર્તા ૨૭ મી–કૃપણુશાની કપટજાળ

બખીલશાહ નામે એક ઘણો લોભી વાણીઓ હતો પૈસા મેળવવાની ભાંજગડમા રાતદિવસ તેનુ મન ગુથાએલુ રહેતુ ઉંઘમા સ્વપ્ના પણ પૈસાના આવતા અજાણ્યે એનો કોઇ પૈસાનોય બગાડ કરે તો બહુ ગુસ્સે થઈ જતો વાતચીત કરવામા પણ વટાવ મેળવવાના દાવપેચ કરતો હતો કજુસાઈ માટે તે આખા ગામમા પ્રસિદ્ધ હતો કપટ, ક્રોધ અને કજુસાઇનુ પુતળુ હોવાથી તેનો કોઈ વિશ્વાસ કરતું નહિ. તેમ કોઇ જોડે તેને મિત્રાઇ નહોતી એવા માણુસથી ધર્મકરણી થઇ દેહનુ સાફલ્ય થવાની તો વાતજ કયાથી હોય'

વધારે વટાવ મળવા ગામડાના કોળી–ભીલ લોકોથી પૈસાની ધીરધાર કરતો એક ભીલને પોતાના કરજે લીધેલ રૂપીઆ કરતા આઠગણા રૂપીઆ ભરવા પડયા હતા તોપણ પુ કળ રકમ લેણી બતાવી ભીલને બહુ કનડતો હતો એક વખત બખીલશાહ ઉઘરાણી કરવા બીજે ગામ જતો હતો તેવામા તેની ધીરધારમા હેરાન થએલો ભીલ વગડામા મળ્યો તેણે તેને ઝાડીમા લઇ જઈ મારવા માડયો જ્યારે તેણે પોતાની ફારગતી ભીલને લખી આપી, ત્યારે તે છૂટયો

કેટલેક દહાડે એ ભીલ ગામમા આવ્યો ત્યારે બખીલશાહે પોતાના પૈસા આપીને જવા તાકીદ કરી ભીલે તેની લખેલી ફારગતી બતાવી તે જોઇ વાણીઓ બોલ્યો કે ' આ ફારગતીમા મારી સહી કે કોઈની સાક્ષી નથી વળી આ ફારગતી વગડાની છે, ગામની નથી ગામમા તો જે લેણુ છે તેજ કાયમ રહેવાનુ વગડામા તારી પાસે મગાશે નહિ

**ભીલ**—પણ તમારા પોતાના લખેલા અખ્ખર શુ ખોટા પડશે?

**વાણીઓ**—વગડે વગડે ફારગતી છે તે ખરી છે, પણ ગામમાં તો હતું તેનુ તેજ છે

એ સાભળી ભીલે ઉંડા નિસાસો નાખ્યો ને છાનો બેસી રહ્યો

એક વખત બખીલશાહનો દીકરો માદો પડયો મદવાડ વધી પડતા જીવવાની આશા ન રહી. લોભીઓ દાન પુન્ય તો શેનુ કરે ? પણ તેણે દીકરો સાજો થશે તો લાડવા ખાઇશ નહિ, એમ બાધા લીધી ઇશ્વરકૃપાથી છોકરો સાજો થયો એવામા નાતમા સાકરના ચુરમાની જમણવાર આવી આવી ઉજમણાની જમણવાર કેમ છોડાય ? લોભીઓ પોતાની બાધા કોઇ જાણતુ નથી, એમ સમજી પોતાનું પણ બાજુ પર મૂકી જમવા ગયો ભાણા પીરસાયા બાજુ પર બેઠેલા તેના સગાવહાલાએ કહ્યુ, ‘ લાડવા જમવાની બાધા છતાં કેમ આવ્યા ? લાડવા પાછા આપી બીજુ જમો ’

બખીલશાહ સાકર ઘી વાળા સુદર લાડવા દેખી બોલ્યો “ બાધા માડી મા–આ ” લાડવા ઉપરથી ખસી તીડા ઉપર જા–આ . ” એમ કહી લાડવા ઉડાવી ગયો

પછી બીજીવાર શીરાપુરીની જમણવાર થઇ શીરા ઉપર બા-ધાને આગળ મૂકેલી છે તેનુ કેમ કરવુ, એવો વિચાર થવા માડયો. શીરામા તરેહ તરેહના મેવા નાખેલા એવો ખાડનો શીરો કેમ છોડાય ? એના દીકરાએ કહ્યું, તમે લાડવાની બાધા લીધેલ છતા તે જમવાની લાલચે તોડીને શીરાની બાધા લીધી હવે તમારાથી શીરો શી રીતે ખવાશે ?

**બખીલશાહ**—એતો કહેવાનુ હોય, કરવાનું ન હોય તેમ છતા આપણે જુઠા ન પડવા માટે બીજી બાધા લીધા પછી શીડો ખાવાના.

એમ બોલીને જમતા પહેલા બોલ્યો

"બાપ્પા માડી મા આ, શીડા ઉપરથી ઉતડી શાક ઉપર જા આ" એમ બોલી ચીરો સારી પેઠે ચડાવી દીધો

ત્યાર પછી થોડે દિવસે બખીલશાહ પોતેજ માંદો પડયો, તેના માઠા આચરણથી કોઈ તેની ખબર લેવા તો શેનુ આવે, પણ વૈદ્ય કે ઉપચારની સલાહ માટે કોઇને બોલાવે તોય તે આવે નહિ. બખીલશાહનો મદવાડ વધવા માડયો, ત્યારે તેના કુટુબના માણસોએ તેની પાસળીઓ વચ્ચે તથા છાતી અને પેટ ઉપર ડામ (ટાઢા) દેવડાવવાનો વિચાર કરી ડામ દેનારાને બોલાવવા મોકલ્યો તે સૌને પરોપકારાર્થે મફત ડામ દેતો હતો પણ બખીલશાહના લોભની સીમા નહોતી. તેથી ડામ દેનાર તેનુ પેટ પાસળા અને છાતી તપાસીને કહ્યુ, ૧૬ ઠેકાણે દરદ છે, માટે સોળ ડામ દેવા પડશે તેના સોળ પૈસા આપવા પડશે તે કબુલ હોય તો ડામ દઇ આપુ સૌએ તે વાત કબુલ કરી પછી ડામ દેનારે ડામ દેવાને ઠેકાણે રાખોડીના ટપકા કર્યા, અને રાખોડીનુ કોડીઉં બખીલશાહના ખાટલા નીચે મૂકી ડામ દેવા માટે તપાવેલી મૂઠ લેવા ગયો ત્યા બખીલશાહે રાખોડીના કોડીઆમા ચાર આગળા બોળી પોતાના પેટ ઉપર ચાર ટપકા વધારે કર્યા ડામ દેનારે ટપકા દેખી ચટપોચટપ ડામ દઇ પોતે ઠરાવેલા પૈસા માગી લઇ ઘેર ગયો બખીલશાહના છોકરા માહોમાહે કહેવા લાગ્યા કે 'બાપાએ આખી ઉંમર વગર ફાયદે પહેલવહેલા આજે ચાર આના વાપર્યા છે એ સાભળી બખીલશાહ બોલ્યો પડતાં પડતા પણ વટાવ ન લઇએ તો દેવાળીઆ કહેવાઇએ અને જગતમા કોઇ જાણે નહિ

**છોકરા**—બાપા, આમા તમે શુ વટાવ કાઢયો ?

**બખીલશાહ**—ચાર આને એક આનો વટાવ કાઢયો છે. ડામ ગણી જુઓ, એટલે ખાત્રી થશે કે ચાર આનામા સોળ ડામ આપવા બધાએલો છતા એક આનાના ચાર ડામ વટાવમા રહ્યા એટલે વાપરેલ મુડી કરતા સવાગણુ કામ કરાવ્યુ છે

બખીલશાહે લોભને લીધે અનેક પાપના કામો કરી પોતાનું કાળુ મો કરેલુ, તે એક દહાડો નદીમા નહાવા પડયો પોતે તરવામા ખબડદાર છતા પગમા કપડાની આટી આવવાથી તરવાનું ઠીક ન પડવાથી તણાવા લાગ્યો નદીને કાંઠે ઉભેલા સૌએ તેને ઓળખ્યો. પણ સૌ કહેવા લાગ્યા કે પેલો લોભીઓ બખીલશાહ અમથો તણાય નહિ, કઇંક લાભે લોભે તણાયો હશે એમ જાણી કોઇએ તેને કાઢયો નહિ. તેથી ડુબીને મરણ પામ્યો

આવી રીતના અનેક માઠા કર્મવાળા મનુષ્ય દેહ કરતા પશુનુ જીવન સારૂ ગણાય એવા માણુસના માટે તુલસીદાસે કહેલુ છે કે—

'પશુ ઘડતા નર ઘડયો વિસર્યો શીંગને પૂછ,
તુલસી એસે મનુષકી ધીક દાઢી ધીક મૂછ

---

## વાર્તા ૨૮ મી–ભાવના સિદ્ધિ.

પરમેશ્વરના પ્રત્યક્ષ દર્શનની ઇચ્છા રાખનારો કોઇ અબધુત મહાત્મા શ્રી દ્વારકાજીમા શ્રી કૃષ્ણ ભગવાનના દર્શન કરવા આવ્યો, અને પરમેશ્વર ક્યા છે ? એમ મંદિરના પૂજારી વગેરેને પુછવા લાગ્યો. સૌએ તેને પાષાણુની મૂર્તિ તરફ આગળી કરી એ પરમેશ્વર એમ

કહ્યુ પણ તેનુ મન નહિ માનવાથી ફરી ફરીને પ્રશ્ન કરવા લાગ્યો કે શુ ! આ પરમેશ્વર !!

સૌએ કહ્યુ 'હા, એજ પરમેશ્વર ! ત્યારે તેણે ગુસ્સે થઈ પોતાની ઝોળીમાથી પથરો કાઢી દ્વારકાનાથની પ્રતિમાની છાતીમા માર્યો તેથી શોરબકોર થતા થતા તે અબધૂતને ધક્કા મારી બહાર કાઢવા માડયો, અબધૂત તો 'પરમેશ્વર બતાવો' એજ વચન બોલે જતો હતો, તે સાભળી એક મશ્કરાએ કહ્યુ કે 'પરમેશ્વરને મળવુ હોય તો આ સમુદ્રમા પડ' એટલે દર્શન પામીશ એ સાભળી અબધૂતે સમુદ્રકિનારે બાધેલી ભીત ઉપર ચઢી સમુદ્રમા ભુસ્કો માર્યો, કે તરત શેષનાગની શય્યાપર બેઠેલા ચતુર્ભુજ શ્રી કૃષ્ણ શખ, ચક્ર, ગદા, પદ્મ ધારી માલમ પડયા લક્ષ્મીજી દડો ગરમ કરી ભગવાનની છાતીએ શેક કરતા જોવામા આવ્યા અબધૂતે સાષ્ટાગ દડવત પ્રણામ કર્યાં શ્રી ભગવાને પ્રસન્ન મુખથી પૂછ્યુ મહાત્મા અહી સુધી કેમ આવવુ પડયુ ?

**અબધૂત**—બાપજી આપના પ્રત્યક્ષ દર્શન પામવા સારૂ

ભગવાને આશીષ દઈ બેસી જવા કહ્યુ

અબધૂત બેસી જઇ પૂછવા લાગ્યો કે બાપજી આપની છાતી પર શુ દરદ હોય કે શેક કરાવો છો ?

**ભગવાન**—તે મારેલો પથરો વાગવાથી પીડા થાય છે માટે શેક કરાવવો પડે છે

**અબધૂત**—( આશ્ચર્ય ને ગભરાટથી ) બાપજી મે તો પાષાણુની નિર્જીવ પ્રતિમાને મારેલો હતો, તેને કઇ વેદના થાય નહિ

**ભગવાન**—તારા જેવા અને બીજા સતોના કલ્યાણ માટે મારે એ પ્રતિમા અ દર રહેવુ પડે છે તેથી પ્રતિમાને મારેલો પત્થર મને માર્યા બરાબર છે

અબધૂત એ સાભળી અચબો પામી ગયો અને ભગવાનના ચરણમા વારવાર પડી માફી માગવા લાગ્યો

**ભગવાન**—પવિત્ર મન રાખી તારા પોતાના શરીરમા ખોળીશ, તો પણ મને જોઇશ સઘળા જડ પદાર્થો અને પશુ પખીઓમા મને જોઇ શકીશ

શબરી ભીલણે પોતે ચાખીને મારા માટે રાખેલા બોર લુટારા પડાવી લેવા આવેલા તે વખતે તેણીએ ' લેજે હજાર હાથવાળા ' એમ કહી આકાશમા ફેકી દીધેલા તે મારે અદૃશ્ય રહી લેવા પડેલા

ધના ભગતે ખેતરમા વઉં વાવવા જતા મળેલા સાધુઓને ઘઉં આપી દઈ ખેતરમા વેળુ વાવેલો તો પણ મારે તેના ખેતરમા સારો પાક નીપજાવવો પડ્યો હતો

---

## વાર્તા ૨૯ મી–મેં વલી નહિ ?

વલીભાઈ નામે એક ભોળો અજ્ઞાની સિપાઇ હતો તેનાથી હલકી મજુરી સરખુ કામ પણ થઇ શકતુ નહિ તેની ઓરત શેકેલા ચણા, મમરા, ધાણી ઇત્યાદિનો વેપાર ઘેર રાખતી હતી તેથી મહા મુશ્કેલીથી તેમનુ ત્રણ જણનુ ગુજરાન ચાલતુ

એક દહાડો તેની ઓરતે તેને કહ્યુ તુમ સારે દિન નિકમે બેઠ રહેતે હૈં! બકરી ચરાનેકા ઔર લકડીઆકા પેસા દેના પડતા હે ઉસ

વાસતે તુમ બકરી ચરાઈ લકડીઆકા ભારા લેકર આઓ તો કેસા

**વલીભાઈ**—બહોત અચ્છા, ઓ તો મે કરૂગા

બીજે દહાડે બકરીને દોરી તથા સાથે કુહાડી લઈ વલીભાઈ વગડામા ગયા થોડે છેટે ગયા એટલે તેમને તાપ લાગવા માડયો. તેથી મનમા કહેવા લાગ્યા 'ધૂપ બ્હોત લગતા હે થોડી દેર આ-રામ કરૂ પિછે સબી હોયગા ' એમ કહી એક મોટા ઝાડને છાયે બેઠા પગને અગુઠે બકરીનુ દોરડુ બાધ્યુ કુહાડી માથા નીચે રાખી પોતે સુઇ ગયા ઉનાળામા મોટા ઝાડની છાયા, અને ઠરેલી રેતીમા ઉંઘ એવી આવી કે છેક સાજે જાગ્યા બેઠા થયા તો બકરી કે કુ-હાડી કશુ મળે નહિ તેથી વલીભાઇ વિચાર કરતા કહેવા લાગ્યા 'યા અલ્લાહ ! મે વલી હેંાગા ? નહિ, નહિ, વલી ફીસ તરેહ મે હોઉ ? જો મે વલી હોઉં તો વલીકી પાસ બકરી ઓર કુહાડી થી વો કા જાવે ? જીસકે પાસ બકરી કુહાઠી હોવે ઓ વલી, મે વલી નહિ યા અલ્લાહ, મે વલી નહિ તો કોન હોઉંગા ? ચલો ઘરંા જાવે ઘરકી ઓરત પિછાનતી હે ? એમ કહી વલી ઘેર ગયા પોતાની ઓરત ઘરમા કામ કરતી હતી વલીભાઈ ઘરબહાર સતાઇ રહ્યા ભીત ઉપરથી ડોકુ ઉંચુ કરી ઓરતને દેખી કહે " દાઉદકી અમા મે વલી હોં ? " એમ બોલી પાછા ડોકુ નીચુ કરી સંતાઈ જાય ત્રણુ ચાર વાર ડોકીયુ ઉંચુ કરી ' દાઉદકી અમા, મે વલી હોં ? ' એમ બોલતા છેલ્લીવારે ઓરતે બરાબર સાભળ્યુ ત્યારે જવાબ દીધો ' હા ! હા ! તુમ્હે જ વલી '

પછી વલીભાઇ ઘરમા આવ્યા અને ઓરતને કહ્યુ, મેરે પાસ બકરી ઓર કુહાડી નહિ હે મે વલી હોઉં તો વો કહા જાવે ?

ઓરતે જાણ્યુ કે કોઇ એનો બાપ ચોરી ગયો છે એટલુ પણ આ બેવકૂફ સમજતો નથી. અને પોતાનું નામ વલી છે તેની શકા કરે છે

' યા ખુદા, આને ઇનસાન બનાયા બડી ભૂલ હૈ એ મેરા કીસ્મત "

## વાર્તા ૩૦ મી–ભરર કથા.

બૈરીને તેને પીઅર મોકલી ભોળારામ ભટ કાશીમા બાર વરસ ભણ્યા ભણી રહી ઘેર આવતા મનમા વિચાર થયો કે બાઈડીને તેને પીઅરથી તેડી લાવવી પડશે 'ઘેર આવતા વેત તે મા દીકરો શુ ખાશે ? માટે કોઇ ઠેકાણેથી થોડા પૈસા કમાતો જાઉં' એમ વિચારી રામપુરા નામના ગામમા કથા સભળાવવા વિચાર કર્યો ગામ લોકોએ કહ્યુ મહારાજ આ ગામમા તમારી કથાનો હુકારો દેનાર એક સુરદાસ છે તે તમારી કથાનો હુકારો દેતા થાકે ( હારે ) તો તમને વસ્તી ઉઘરાણુ કરી આપે, અને એક બ્રાહ્મણના પુસ્તકો પડાવી લીધેલા છે તે પણ તમને સોપે પણ તમે વાચતા હારો ( થાકો ) તો તમારા પુસ્તકો પડાવી લઇ તમને ખાલી ઘેર મોકલે

ભોળારામે કહ્યુ ફીકર નહિ છમાસ સુધી ખુટે નહિ એટલા મારી પાસે કથાના પુસ્તકો છે એમ કહી કથા વાચવાનો ઠરાવ કર્યો. ભોળારામે એક માસ કથા સભળાવી પણ કોઇએ પાશેર લોટ કે સોપારી સરખી તેને આપી નહિ હુકારો દેનાર આધળો અને ટુટો હોવાથી કશુ કામકાજ કરી શકતો નથી તદ્દન નકામો હોવાથી કોઇ દહાડો હારવાનો નહિ, એમ વિચારી એક મહિનાના ભોજનખર્ચના

પૈસા પોતાના પુસ્તકો ઉપાડનાર ટટ્ટુને વેચીને ચુકવવા પડયા પોતાના પુસ્તકો લોકોએ પડાવી લીધા, તેથી બહુ ઉદાસ થઇને ઘેર ગયો

બાર વરસ કાશીમા ભણી ઘેર આવ્યાથી સગાવહાલા તથા ઓળખીતા સૌ ભોળારામને મળવા આવ્યા ભોળારામનુ મન બહુ ચિતાતુર જાણી તેના ભાઇ જુઠારામ ભટે તેનુ કારણ પૂછયુ ત્યારે ગમપુરા ગામમા પોતે હાર્યા તેથી શઠ લોકોએ પુસ્તકો પડાવી લીધાની હકીકત કહી

જુઠારામ ઝાઝુ ભણેલા નહોતા પણ બહુ છાતીવાળા હતા તેથી લોકોના ઘરોમાથી ફાટેલા ખાસડા ભેળા કર્યા પછી ફાટેલા લુગડાના કકડા લઇ કોઈ કકડે ખાસડા બાધ્યા કોઇ કકડે ત્રણ ખાસડા બાધ્યા પછી એક પોઠીઆ પર નાખી ભાડાના સિગરામમા બેસી પોતાના છોકરાને રસોઈ કરવા સાથે લઈ રામપુરે ગયા ત્યા ગામને ચોરે ઉતર્યા ગામમાથી જાજમ ગાદી તકીઓ અને ચડઉતર નાના મોટા ચાર બાજઠનુ ભાડુ ઠરાવી લાવ્યા

ગામલોકો જુઠારામનો દમામ દેખી ચકિત થયા અને પૂછવા લાગ્યા કે મહારાજ કયા ગ્હો છો ? જુઠારામે ૧૦૦ ગાઉ છેટેનુ કોઇ ગામડાનુ નામ દીધુ

**ગામલોકો**—કેણી તરફ પધારવુ છે ?

**જુઠારામ**—કોઇ ભાવિક ગામ હોય ત્યા કથા વાચવા વિચાર છે

**ગામલોકો**—ભલે મહારાજ, અમને કથા સાભળવાની મરજી છે પણ અમારા ગામમા કોઈ બ્રાહ્મણ પુરેપુરી કથા વાચી શકતો નથી, કેમકે કથાનો હુકારો દેનારો થાકે તો વસ્તી તમને ૫૦૦ રૂપીઆ ફરી આપે, અને બે બ્રાહ્મણોના આગળ પુસ્તકો પડાવી લીધા છે તે

તમને પાછા સોપે પણ તમે વાચતા થાકો તો તમારા પુસ્તકો પડાવી લઇ તમને ખાલી ઘેર મોકલે આવી કબુલતમા કોઇ ફાવી શકતો નથી જુઠારામે ( મનમા ધાર્યું કે આ વસ્તી મારા પુસ્તકોને લાયક છે ) કહ્યુ કે તે વાત કબુલ છે પણ આખા ગામની વસ્તીમા ઘરદીઠ અકેક માણસે અવશ્ય સાભળવા આવવુ જે સાભળવા ન આવે તેના ઘેરથી અમારા બે જણનુ પાકુ સીધુ અપાવવુ હુંકારો દેનારો થાકે તો ત્રણ દિવસ અદર મારૂ ઉધરાણુ પુરૂ કરવુ તેમા કસુર કરે તેના ઉપર મારૂ ભોજનખર્ચ ચડે આવો ઠરાવ કરી બીજે દહાડે સવારમા ૯ વાગે કથા શરૂ કરવાનો ઠરાવ કર્યો

જુઠારામે જાજમ પાથરી તેના ઉપર ઉપરા ચાપરી ચાર બાજોઠ ગોઠવી ટોચ ઉપર બેઠા કપાળમા મોટા ત્રીપુડ્ તાણ્યા પોતાના ભાઇને હેરાન કરેલો તેથી મહાક્રોધમા છતા લોકોને આનદી લાગતા ગામ લોકોને કહેવા લાગ્યા કે ‘ ભાઇ વખત થઈ ગયો છે, સૌના ઘેરથી આવી ગયા છે ?

**ગામલોકો**—હા ! આવી ગયા છે, કથા શરૂ કરો

**એક જણ બોલ્યો**—મહારાજ, પુસ્તક કેમ લીધુ નથી ?

**જુઠોભટ્ટ**—પાચ વર્ષ ચાલે એટલી કથા મારી જીભે છે (મુખપાઠ છે ) ત્યાર પછી પુસ્તકની જરૂર પડશે

**ગામલોકો**—કઈ કથા શરૂ કરશો

**જુઠોભટ્ટ**—કટક ભજન અને ભરર કથા એ બેમાથી ભરર કથા શરૂ કરીએ છીએ

પછી હુકારો દેનારને નજીક બેસાડી ભટે કથા શરૂ કરી

કથા—૫૦ કરોડ પૃથ્વી પર કપાસ વવરાવ્યો
હુંકારો દેનાર—જી મહારાજ
એ કપાસ ખૂબ ફાલ્યો—જી મહારાજ
પછી કાલા વીણાવ્યા—જી મહારાજ
પછી તેને ફોલાવ્યા—જી મહારાજ
પછી કપાસને લોઢાવ્યો—જી મહારાજ
રૂ પીંજાવ્યુ—જી મહારાજ
પુણીઓ કરાવી—જી મહારાજ

**જુઠોભટ**—વચને વચને એ પ્રમાણે પુરેપુરો હુકારો દેવાનો છે તેમા ઓછુ વધતુ ચાલશે નહિ અને કથા બધ રાખી શકાશે નહિ માટે હિમત રાખી કામ કરવાનુ છે

પુણીઓને કાતી સૂતર કરાવ્યુ હુકારો દેનાર—જી મહારાજ
સુતરનુ લુગડુ વણાવ્યુ —જી મહારાજ
લુગડાનો કોથળો બનાવ્યો —જી મહારાજ
કોથળામા આખી પૃથ્વી પરના પખી ભર્યા જી—મહારાજ
પછી પખી એક એક ઉડવા લાગ્યા—જી મહારાજ
ચકલી ઉડે ભરર ભર
કબુતર ઉડે ભર ભર, હોલો ઉડે ભર ભર

ભટ બહુજ ઝપાટાથી વચન બોલતા હતા તેથી હુંકારો દેનાને જી મહારાજ ઉપરા ઉપરી કહેવુ પડવાથી તેને બહુ દમ ચડયો

**જુઠોભટ**—એક અધ્યાય પુરો થયો નથી અને જુઠા ઢોગ કરી કથાને અટકાવે છે મારે માથે નકામુ ખર્ચ ચડે છે, હરામખોર ! હજુ બીજા ત્રીજા અધ્યાયના હુંકારા બહુજ કઠણ પડશે.

આ સાભળી હુંકારો દેનાર હારી ગયો ગામ લોકોના ઉપર ખર્ચનો બોજો ન પડવા દેવા હુકારો દેનારને બહુ સમજાવ્યો પણ તેણે માન્યુ નહિ ત્રણ દિવસ અદર ઉઘરાણુ કરી રૂ ૫૦૦) કરી આપવા પડયા ઢીલ થાય તો ભટના ખર્ચના રોજના રૂ રા ભરવા પડે તેથી જેમ બને તેમ તરત ભટને વિદાય કરવાની ફરજ પડી

ભટને રૂ ૫૦૦ તથા બે બ્રાહ્મણોના પડાવી લીધેલા પુસ્તકો મળ્યા તે લઇ રાતો રાત જતા રહ્યા પોતે લાવેલા ખાસડા પડતા મૂકયા તે પુસ્તકો જાણી લોકોએ તપાસ્યા તેથી પોતે ભોળા બ્રાહ્મણને ફસાવવા રચેલી કપટજાળ માટે પસ્તાયા

જુઠો ભટ્ટ ઘણું ભણેલા નહિ છતા ત્રણ ચાર દિવસમા પોતાના ભાઇના પુસ્તકો તથા રૂ ૫૦૦) છાતીના બળ અને વાચાળ શક્તિથી લઇ આવ્યાથી તેમના સગા વહાલા તથા ગામલોકો હેરત પામી ગયા

ભોળારામે વિચાર્યું કે આવા નફ્ટ ગામમાથી મારા ભાઇએ આ મોટી રકમ શી રીતે પેદા કરી ? આ કળા તો જાણવા જેવી છે. ભોળારામને એ વાત જાણવા મરજી હતી પણ જુઠારામ કહેતા નહિ એટલામા અધિક શ્રાવણ આવ્યો જુઠારામ જે ગામડામા શિવપૂજન અને કથા કરતા તે ભોળારામને ખબર હતી શ્રાવણ ( અધિક ) ઉતરવાને વખતે જુઠારામે ભોળારામ પાસે રામાયણનુ પુસ્તક માગી લીધુ અને તે લઇ પોતાને ગામડે ગયા તેવા વખતે એક દહાડો જુઠારામ કથા શી રીતે વાચે છે તે જોવા સારૂ ભોળાનાથ ગયા

જુઠારામ ગામના કોળી તથા કણબીને રિઝવવા પોતે જોડી કાઢેલા ભજન કોળીઓ પાસે ગવડાવતા કોળી લોકો ઢોલક અને કાસી વગાડતા તે વચન ઉપાડી લેતા હતા તે આ રીતે—

**જીુઠારામ**—માર્યું માર્યું પેલુ ભભીખણનુ ભાઈ રે,
જવાનીના જોરમા રામે નન ઓળખ્યુ

**કોળીલોકો**—ઇની ગુન્ને ગા (કહીને)
માર્યું માર્યું પેલુ

ઉપર મુજબ ગાતા હતા, અને જીુઠારામ ઉપર ઘણા પ્રસન્ન રહેતા હતા ભજન ગાઇ રહ્યા એટલે એક પટેલે પૂછ્યુ

મહારાજ, તમે કથ્યા તો ભલી કરી પણ ઇમા તે રામ રાખહ કે રાવણ રાખહ ?

**જીુઠારામ**—વાહ પટેલજી તમને કથાનો એટલો બધો રસ પડયો કે તમે તે વાત ભૂલી ગયા પણ તેમા રાવણ રાખસ હતો તે હવે ભૂલશો નહિ.

જોવા આવનાર ભોળારામ તો આ જોઇ દિગજ થઈ ગયા. તેમનાથી બોલી જવાયુ કે, પોથા તે થોથા, ને ડાચા તે સાચા



